श्रीश्रेयस्साधकअधिकारिवर्गग्रंथावलि-ग्रंथांक ९२.
-સંવત્ ૧૯૭૫ ના આષાઢી પૂર્ણિમાના ૧૧૩ મા મહોત્સવનિમિત્ત-

# श्री सदुपदेशश्रेणी.

## ४१ मो सदुपदेश.

—વિષયાનુક્રમણિકા—



—પ્રવર્તક—

श्रीमद् उपेन्द्र भगवान्.

—વડોદરા—

—પ્રકાશક—

श्रीश्रेयस्साधकअधिकारिवर्गतरफथी

જેઠાલાલ દેવશંકર દવે.

—વડોદરા—



શ્રી સાહિત્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.
ખાડીઆ—અમદાવાદ.

સંવત્ ૧૯૭૫ આવૃત્તિ ૧ લી ઇ. સ. ૧૯૧૯

મૂલ્ય: રૂા. ૦-૮-૦

# પ્રસ્તાવના.

સંવત્ ૧૯૭૫ ના આષાઢ શુક્લ પૂર્ણિમાનો વડોદરામાં શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગનો ૧૧૩ મો મહોત્સવ નિયમાનુસાર પાલન કરવામાં આવ્યો હતો, તે પ્રસંગને માટે તૈયાર કરાવવામાં આવેલા લેખો, વ્યાખ્યાનો વગેરે શ્રેયસ્સાધકો તથા અન્ય સજ્જનોને અર્થે પ્રકટ કરવામાં આવ્યા છે.

સંવત્ ૧૯૭૫ આષાઢ-
શુક્લ ૧૫-રવિવાર,
વડોદરા.

**श्रीश्रेयस्साधकअधिकारिवर्ग.**

॥ ॐ श्री ॥

# श्री सदुपदेश श्रेणी.

## एकचत्वारिंशत्तम सदुपदेश.



### स्वराज्यनुं बीज स्वधर्म छे.

કુદરતે પ્રાણીમાત્રમાં આત્મસંરક્ષણની પ્રેરણા સ્વભાવથી સ્ફુરાવી છે. પ્રત્યેક પ્રાણી પોતાના આત્માને વાસ્તે, પોતાના સુખ અને કલ્યાણના વિચારને માટે, પોતાની સ્થૂલ અને સૂક્ષ્મ ક્રિયા કરતાં હોય છે. આત્માનું સુખ શ્રેષ્ઠ માની અલ્પ અથવા વિશેષ બુદ્ધિમાન્ પ્રત્યેક પોતાનું જીવન ગાળે છે અને તે અર્થે પ્રયત્ન કરે છે. જડ મનાતી અને ચેતન ગણાતી જે જે વસ્તુ અથવા ક્રિયાસાથે થોડો અથવા ઘણો સંબંધ બાંધવામાં આવે છે, ટકાવવામાં આવે છે અથવા છોડી દેવામાં આવે છે તે સર્વ આત્મસંરક્ષણના પ્રધાન અને મુખ્ય ગણાતા અંતર્ગત નિશ્ચયને આધારે હોય છે. આ પ્રેરણાનું બળ અદ્ભુત છે. તેનું સ્વામિત્વ અને સામ્રાજ્ય પ્રત્યેક વ્યક્તિઉપર ચિરકાળમાટે સ્થપાઇ રહેલું છે. આ સૃષ્ટિમાં કોઈ પણ પ્રાણી તે સંરક્ષક સત્તાના બળથી બહાર રહી શકતું નથી. આત્મસંરક્ષણ એ હરેક ઉપાયે અને હરેક સમયે, કોઇ પણ સ્થાને તથા સ્થિતિમાં મુખ્ય કર્તવ્ય મનાયું છે. પશુમાં અને મનુષ્યમાં આત્મસંરક્ષણની ઇચ્છા સ્વાભાવિક છે. જીવવાની સાથે જ એ પ્રેરણાનું સ્ફુરણ છે. જીવવું અને આત્મસંરક્ષણ કરવું એ

એક જ છે એમ કહીએ તો પણ તે ચાલે. જીવવા કોણ નથી ઇચ્છતું? પ્રત્યેક પ્રાણી જીવવા પ્રબળ વેગ–ઇચ્છા ધરાવે છે. મૃત્યુમાટે કોઈ તૈયાર થતું નથી. અને તે કોઇ થતું હોય તો વધારે જીવવા માટે, વધારે ઉચ્ચ પ્રકારે આત્મસંરક્ષણ કરવા માટે. મૃત્યુ પ્રિય નથી. આત્મસંરક્ષણ એક જ પ્રિય વસ્તુ છે. સર્વ તેને તનમનથી ચહાય છે, એ એક નિર્વિવાદ સત્ય છે. આત્મસંરક્ષણ સત્ય અને પ્રિય વસ્તુ છે. આ પ્રમાણે મનુષ્યસૃષ્ટિમાં તેમ જ પશુસૃષ્ટિમાં આત્મ· સંરક્ષણની ભાવના, મૂળથી દૃઢ થઈ, જામેલી છે. અને તે કોઇ ઉપાયે ઉખેડી, નિર્મૂળ થઈ શકે તેમ નથી. તેનાં મૂળ અત્યંત ઉંડાં છે. તો તે આપણને કયે રસ્તે દોરી જાય છે તે આપણે જોઇએ. તે આપણું કેવી રીતે હિત કરી આપણને આત્માનું સુખ આપી શકે છે તેનો વિચાર કરીએ.

પશુસૃષ્ટિમાં આત્મસંરક્ષણની ભાવના છે પરંતુ તેની સાથે ઉંચા પ્રકારની બુદ્ધિ તેનામાં નથી. આથી તે પોતાનું સ્થૂલ બળ, સ્થૂલ દૃષ્ટિથી અત્યંત મર્યાદામાં વાપરી શકે છે અને જીવવા માટે તથા તેના સુખમાટે અલ્પ સાધનો મેળવી જીવન પુરૂં કરે છે. એ બાબતના દૃષ્ટાંત આપણે આપણી નજર આગળ નિત્ય જોઇએ છીએ. બળદ છે, ઘોડો છે, ગધેડો છે, હાથી અને વાઘ પણ છે. તે સર્વ નાની સરખી નાથ, લગામ, અંકુશ કે સાંકળથી મનુષ્યની ચતુરાઈ-આગળ બધાઇ રહે છે અને તેના સદાના ગુલામ થઈ તાબેદારી વેઠી નિત્ય વૈતરૂં કરે છે, જે મળે તેમાં સંતોષ રાખે છે. તેમને આત્મ-સંરક્ષણ પ્રિય છે, અને તે માટે વધારે પ્રમાણમાં જોઈતા બહોળા દેશમાં સ્વતંત્રતા અને નિર્ભયતાથી ઘૂમવા તેમનું મન છલંગો મારી રહ્યું હોય છે. પરંતુ તે સ્થિતિ તેમને મેળવવા માટે બુદ્ધિનાં ઉંચાં સાધનો નથી. માટે તે પોતાની આવી પડેલી સ્થિતિમાંથી બહાર નીકળી શકતાં નથી. સુખે તથા દુઃખે, રાજ્યગૃહે કે કસાઇને ગૃહેથી નાસી ન શકતાં જીવનનો જે સુખનો અલ્પ અંશ મળે તેમાં સંતોષ માની પડી રહે છે.

પરંતુ મનુષ્યની સ્થિતિ પશુની સ્થિતિથી જુદી જ છે, મનુષ્ય-ને ઈશ્વરે બુદ્ધિનું ઉત્તમ સાધન આપ્યું છે, જે પશુમાં નહિવત્ છે. મનુષ્ય ઈશ્વરની પ્રત્યેક શક્તિ આત્મામાંથી વિકાસ પમાડવા સમર્થ છે. મનુષ્યને ઈશ્વરે પોતાનું સર્વસ્વ અર્પ્યું છે. મનુષ્ય બુદ્ધિનો ઉપ-

યોગ કરી આત્મસંરક્ષણ કરવા અનેક સાધન આસપાસથી એકઠાં કરે છે, તથા નવાં ઉપજાવી શકે છે. મનુષ્યને પૃથ્વીનું અને ઇતર લોકોનું સામ્રાજ્ય ભોગવવા આંતરબળ અને બુદ્ધિ જાગ્રત દશામાં પ્રાપ્ત થએલાં છે. પશુના જેવો ગુલામગીરી કાયમ વેઠવાનો અને વ્યર્થ સંતોષ માની લેવાનો સ્વભાવ મનુષ્યમાં નથી. બુદ્ધિવૃત્તિ વારંવાર પ્રેરણા કર્યા કરી પ્રાપ્ત સ્થિતિમાંથી વધારે ઉચ્ચ સ્થિતિમાં લઇ જવા યત્ન કરે છે. મનુષ્યનું મન સંકોચ રાખી મર્યાદિત થઇ બેસવા કેટલીકવાર યત્ન કરે છે પરંતુ તેની બુદ્ધિ–તેની આત્મદષ્ટિ તેમ કરવા ના પાડે છે. તે પશુની મર્યાદિત અવસ્થામાંથી વિહંગવાસી પક્ષીઓની પેઠે મહાન્ વિસ્તારવાળા પ્રદેશમાં આનંદથી સ્વતંત્રતાથી અને નિર્ભયપણે ઉડવા માગે છે.

મનુષ્યને અલ્પ સ્વતંત્રતા અને અલ્પ સુખ જોઇતાં નથી. તેને પૂર્ણ સ્વતંત્રતા અને પૂર્ણ સુખ જોઇએ છે. તે વિના તેને ખરો સંતોષ નથી. ખોટો સંતોષ મનમાં છે. તેજ મૂર્ખ વિચારો પકડી રહી ભયની પાછળ ભરાઇ જઇ અલ્પ સુખ અને અલ્પ સ્વતંત્રતા મળતાં આનંદ માને છે. સાચા બુદ્ધિશાળી, આત્મદષ્ટિવાળા મનુષ્યો વ્યર્થ સંતોષ ધરતા નથી, પૂર્ણ સ્વતંત્રતા અને પૂર્ણ સુખ એ તેમનાં લક્ષ્ય છે. કારણ કે તેમના આત્માના યથાર્થ સંરક્ષક છે. તે તેમના કુદરતી હક છે. આત્માના યથાર્થ સુખને અને જીવનના માધુર્યને તે પ્રકટાવનાર છે. બુદ્ધિ જેમનામાં વ્યુત્પન્ન થઇ નથી તેવા જ મૂર્ખ મનના, જે મેલા મનના છે, તેમને બંધનપ્રિય છે અને તેમાં સડયા કરવું વધારે ગમે છે. તે પૂર્ણ સ્વતંત્રતા અને સુખ મેળવવાનો યત્ન કરતાં પણ ભય ધરે છે. તેની વાતોથી છળી મરે છે, અને ગભરાટ સેવ્યા કરે છે.

મનુષ્યમાં આ પ્રમાણે આત્મસંરક્ષણ કરવા, જીવનને વિકાસ પમાડવા તથા તેના કુદરતી અપુર્વ સુખને ભોગવવા, પ્રબળ ઇચ્છા કદી પણ નહિ નિવારી શકાય તેવી રીતે સતત જાગતી હોવાથી તે માટે જે જે જોઇએ તે તે મેળવવા તે યત્ન કરે એ સ્વાભાવિક છે. અને તેમ કરવું એ તેનો જન્મસિદ્ધ વરસો છે અને હક છે એમ માની શકાય. તેના સામે આવવું એ જીવનના સામે આવવું, જીવવાને માટે પ્રતિબંધ નાંખવો એ જ છે, અને તેવો પ્રતિબંધ કોઇ દિવસ કોઇનાથી નાંખી શકાતો નથી અને મનુષ્યથી તે વેઠી શકાતો નથી. તેના સામે લડત અનેક રીતે ચાલ્યા કરે છે. પછી તે લડત

બળની હોય કે કળની હોય, ધર્મની હોય કે અધર્મની હોય, અર્થની હોય કે અનર્થની હોય, કામની હોય કે નકામી હોય; લડત તો કોઇ-ને કોઇ રૂપમાં ચાલુ જ રહે છે. એ યુદ્ધ કોઇનાથી રોક્યું રોકાતું નથી, દાબ્યું દબાતું નથી; તેમ કરવા જતાં તે વધારે જોરથી ઉછાળો મારે છે. વધારે બુદ્ધિથી અને ચાતુર્યથી વ્યૂહરચના ગોઠવે છે અને પરિણામ સિદ્ધ કરે છે ત્યારે જ તે જંપે છે. અલ્પ કટકા બચકાથી તે રીઝતું નથી. તે પૂર્ણ ખોરાક માગે છે.

સ્વરાજ્ય એ આત્મસંરક્ષણની ભૂખ છે. ભૂખે કોઇ હંમેશ જીવી શકતું નથી. ખોરાક સાદો કે મીઠો જોઇએ છે. તેમ સ્વરાજ્ય આત્મ-સંરક્ષણમાટે જોઇએ છે. તે ઉત્તમ, મધ્યમ કે મંદ હોય, તો પણ તે જોઇએ છે. તેનાથી જ આત્મસંરક્ષણની ભૂખ ઓલવાય છે. આત્મા-ને માટે જે જોઇએ, જ્યાંથી જોઇએ અને જે વખતે જોઇએ તે તેનાથી મેળવી શકાય છે. આત્માનો વિકાસ સ્વરાજ્યથી જ થાય છે. આત્માનું સુખ સ્વરાજ્યવડે જ મળે છે. જ્યાં સ્વરાજ્ય નથી ત્યાં આત્મસંરક્ષણ નથી, ત્યાં આત્મસુખ નથી, ત્યાં આત્મવિકાસ નથી, ત્યાં આત્મસંતોષ અને આત્મશાંતિ નથી. સ્વરાજ્ય છે ત્યાં સર્વ છે. આત્મસુખ છે, આત્મસંતોષ છે, આત્મ આનંદ છે, જે જોઇએ તે છે.

આત્મસંરક્ષણ પ્રેરણાસિદ્ધ છે તેમ સ્વરાજ્ય પ્રાપ્તિની ઇચ્છા એ પણ પ્રેરણાસિદ્ધ છે. સ્વતંત્રતા આત્માનું લક્ષણ છે. સ્વરાજ્ય જેમને જોઇતું નથી તેમને સ્વતંત્રતા જોઇતી નથી. તેમને જીવવું જોઇતું નથી, તેમને આત્માનું રક્ષણ કરવું જોઇતું નથી. એ કેટલું અવળું લાગે છે! વદતોવ્યાઘાત્ છે. વાણીમાં વિરૂપતા દેખાય છે. તેમ હોઇ શકતું નથી. સ્વરાજ્ય સર્વને જોઇએ છે. જીવવું સર્વને જોઇએ છે. આત્મરક્ષણનો કાયદો સર્વને લાગુ પડે છે.

પરંતુ સ્વરાજ્ય શું? સ્વરાજ્ય કોને માટે છે? આ પ્રશ્ન મહ-ત્વના છે, અને તેની સમજણમાં જ સ્વરાજ્યની કુંચી રહેલી છે. ઉપર ઉપરથી સ્વરાજ્યની વાતો, સાચું સ્વરાજ્ય આપતી નથી, અને લાયકીમાં તલપુર વધારો કરતી નથી. સ્વરાજ્ય એ એક કસોટી છે. તેના ઉપર ઘણાને ચઢવાનું રહે છે, અને લાયકી સાબીત કરી આપવી પડે છે. કસોટીઉપર ચઢયા વિના તથા લાયકીનો પુરાવો આપ્યા વિના સ્વરાજ્ય સહેલું નથી. આજે મળ્યું તો તે કાલે જવું રહેશે અને જો તે નિયત પદ્ધતિથી પ્રાપ્ત કરેલું હશે તો તે કાયમ

ટકશે. તે સ્વરાજ્ય નિર્ભય રહેશે, તેમાં ભય કોઇનો નહિ રહે પ્રેમ તેમાં રહેશે, પવિત્રતા તેમાં રહેશે, નિઃસ્વાર્થવૃત્તિ તેમાં રહેશે.

પહેલું સ્વરાજ્ય તે મેળવી શકે છે કે જે પોતે પોતાના ઉપર સંપૂર્ણ સ્વામિત્વ ધરાવી શકતો હોય તે. પોતાના ઉપર રાજ્ય કરવું એ સર્વના ઉપર રાજ્ય કરવાની પ્રથમ કુંચી છે. ઇતિહાસમાં પ્રાચીન તેમ જ અર્વાચીન, જ્યાં જોશો ત્યાં જણાશે કે જેમણે પોતાના ઉપર સ્વામિત્વ ભોગવ્યું છે, તેમણે સર્વના ઉપર સ્વામિત્વ ભોગવ્યું છે અને આજ ભોગવતા આવ્યા છે. મહાત્મા મોહનલાલ કરમચંદ ગાંધીનો આજે એક જ દૃષ્ટાંત લો. તેમણે તેમના પોતા ઉપર જેટલું સ્વામીત્વ મેળવ્યું છે તેટલું તેઓ આજે જ્યાં જ્યાં ફરે છે ત્યાં ત્યાં સર્વ સામ્રાજ્ય ભોગવે છે. સર્વ સામ્રાજ્ય તેમના સામું જાય છે. મિસીસ એનિબિસંટનું દૃષ્ટાંત લો. સામ્રાજ્યને તેમના સામું ગયા વિના ચાલ્યું નહિ. કારણ કે તેમણે પોતાના ઉપર સ્વરાજ્ય મેળવ્યું છે.

જ્યારે મનુષ્યો પોતાની મેળે પોતાના ઉપર રાજ્ય ચલાવી શકતા નથી અને અંધાધુની ચલાવે છે, પોતાનો ન્યાય જુદો અને બીજાનો ન્યાય જુદો, પોતાની સ્વતંત્રતા જુદી અને બીજાની સ્વતંત્રતા જુદી એમ ગણે છે, ત્યારે તેમની અવનતિ આવે છે. તેઓ સ્વરાજ્ય ભોગવતા અટકે છે તેમના ઉપર બીજાની સત્તાની ધુંસરી આવી પડે છે. તે વિના તેવું કુદરતમાં બનતું નથી. જે પોતાના ઉપર રાજ્ય ચલાવવા અસમર્થ નીવડે છે તેમના ઉપર અવશ્ય બીજા સત્તા ચલાવવા તૈયાર થાય છે. એકની અયોગ્યતા બીજાની યોગ્યતા તળે દબાય છે.

સ્વરાજ્યપ્રાપ્તિનું પ્રથમ લક્ષણ એ છે કે પ્રત્યેક પોતે પોતાના ઉપર સ્વામિત્વ રાખતા શીખવું. પોતાની સામાન્ય ઇચ્છાઓ અને નિર્બળ મનની ભાવનાઓ જે અયોગ્ય ન્યાય, નીતિ અને સ્વતંત્રતાને તોડવા તત્પર હોય તેમને તિલાંજલિ આપવી. પોતાનું સાજું રાખી બીજાનું ખાવું એ સ્વરાજ્યવાદીનું લક્ષણ નથી. પોતાના અને પરના સમાન હક, સ્વતંત્રતા, ધર્મ નીતિ વિગેરે જાળવતાં શીખવું અને તેમાં પોતાનો સ્વાર્થત્યાગ પ્રસંગ આવતાં કરવો એ જ સ્વરાજ્યવાદીના ધર્મનું પહેલું પગથીઉં છે.

ત્યારપછી સ્વરાજ્યવાદીનું બીજું લક્ષણ એ છે કે ઉત્તમ શરીરબળ તથા મનોબળ મેળવવું. જ્યાં આ બે બળ છે અને તેની પાછળ પ્રથમ પગથીઆમાં જણાવેલું અધ્યાત્મબળ છે ત્યાં વિજય સમીપ છે. ઉત્તમ શરીરબળ તથા મનોબળની અનિવાર્ય અગત્ય છે.

અધ્યાત્મબળ પાછળ રહી અસાધારણ શકિતઓને પ્રેરનાર છે. પરંતુ શકિતઓનો પ્રકાશ હંમેશાં ઉત્તમ શરીરબળ અને મનોબળવડે જ બહાર આવે છે. શરીરબળ અને મનોબળવિના અધ્યાત્મબળ કાર્ય કરી શકતું નથી આ કર્મભૂમિમાં, કર્તવ્યક્ષેત્રમાં શરીર અને મન એ બે જ મહાન્ યોદ્ધા પ્રકટપણે કાર્ય કરે છે. તે ન હોય તો દશ્ય-પ્રપંચમાંની કોઇ વસ્તુ જણાય નહિ. સર્વ બ્રહ્માકાર સ્થિતિમાં હોય, મહાત્માઓની સમાધિરૂપ હોય. જેમાં બળ ઘણું, અમર્યાદ, પણ તે સર્વ અપ્રકટ, દશ્યમાં ન સમજાય તેવું. પ્રથમનું બળ કહીએ તો તે બ્રાહ્મણરૂપ બળ છે અને બીજું બળ કહીએ તો તે ક્ષત્રિયરૂપ છે. બ્રાહ્મણો અરણ્યમાં વિદ્યાની મૂર્તિરૂપ હોય છે. પરંતુ ક્ષત્રિઓ વિદ્યા-ના પ્રસારક કાર્યવાહકો હોય છે. તેમના બાહુબળ અને મનોબળ-વડે નગરો શોભે છે અને રાજ્યો શોભે છે.

આ પ્રમાણે શરીરબળ, મનોબળ તથા અધ્યાત્મબળ એ ત્રિપુટી એક થાય છે ત્યારે સાચું સ્વરાજ્ય સમીપ આવે છે; ત્યારે જ સંપૂર્ણ કર્તવ્યની યોજના સિદ્ધ થાય છે. બ્રાહ્મણ બ્રાહ્મણના ધર્મનું પાલન કરે, ક્ષત્રિયો ક્ષાત્રધર્મનું પાલન કરે, વૈશ્યો વાણીજ્ય અને વ્યાપારનું કાર્ય કરે અને શૂદ્રો સેવાપ્રિય થાય ત્યારે સર્વ પ્રજા એક થઇ ગણાય. અને સર્વ પ્રજા સામ્રાજ્યની અધિકારી થઇ એમ માની શકાય. એક બીજાનાં કર્તવ્યનું ઠેકાણું ન હોય, એક જ શરીરના ભિન્ન ભિન્ન અવ-યવો પોતપોતાની ક્રિયા કરતાં અચકાય અને પરસ્પર ખેંચતાણમાં ઉતરે તો પછી તે શરીર નબળું પડે છે પરંતુ એકરાગથી કામ કરતાં તે સબળ થાય છે તેમ સમગ્ર જનસમાજે સ્વરાજ્યના અધિ-કારમાટે પોતાના ભિન્ન અધિકારનાં જુદાં જુદાં કર્તવ્ય યથાર્થ પાલન કરવા તત્પર થવું જોઇએ.

એ એક નિર્વિવાદ વાત છે કે સર્વ મનુષ્ય એક સાથે એક જ પ્રકારના કર્તવ્યમાં લાયક થઇ શકતા નથી. તેમાં કેટલાક કુદરતી ભેદ રહેવાના જ. એ ટાળ્યા ટળે તેમ નથી. અને તેવો પ્રયત્ન કરવો એ મોટી ભૂલ છે. કોઇ ગાનાર હશે તો કોઇ સાંભળનાર હશે. કોઇ રસોઇ કરનાર હશે તો કોઇ જમનાર હશે. કોઇ દોડનાર હશે તો કોઇ બેસી રહેનાર હશે. માટે તેવા ભેદ વિસરી જઇ, બલ્કે તેવા ભેદ અત્યંત જરૂરના છે એમ સમજી સ્વકર્તવ્યમાં જોડાવું એ જ સાચા સ્વરાજ્યવાદીનો ધર્મ છે. સ્વરાજ્યનું ત્રીજું પગથિયું મનુષ્યમાં અને

કર્તવ્યમાં ભિન્નતા હોવાની જરૂર છતાં તે સર્વ એકતા માટે છે એ સૂક્ષ્મ દૃષ્ટિથી જોવું તે છે. આ પ્રકારની ભિન્નતામાં એકતા જે જોતા નથી તે સ્વરાજ્ય શું તે પુરૂં સમજતા નથી. સ્વરાજ્યની યોગ્યતા શામાં છે, તેનો તેમને પૂરો ખ્યાલ આવ્યો નથી.

આ સર્વ સિદ્ધાંતો સમજવા આપણે સ્વધર્મ પાસે જવું પડશે. સ્વધર્મમાં તેની સમજણ રહેલી છે. ઉપર આપણે આત્મસંરક્ષણ-માટે સ્વરાજ્યની ઇચ્છા કુદરતી છે એ આપણે જોયું છે, કારણ સ્વ-રાજ્યવિના આત્મસંરક્ષણ તેના યથાર્થ અર્થમાં કોઇ પણ કાળે બની શકતું નથી, તેમ વિશેષ આપણને આ સ્થળે સ્પષ્ટ સમજાશે કે સ્વરાજ્ય સ્વધર્મવિના હોઇ શકતું નથી અને તે તેના ઉપર જ રચાય છે અને ટકે છે. સ્વધર્મવિના સ્વરાજ્ય કલ્પનામાત્ર છે. સ્વધર્મ છે ત્યાં જ સ્વરાજ્ય છે. સ્વધર્મ નથી ત્યાં સ્વરાજ્ય નથી, અને સ્વરાજ્ય નથી ત્યાં સ્વધર્મ નથી.

આજ આપણી પ્રજા સ્વરાજ્ય ભોગવતી નથી તેનું કારણ એટ-લું જ છે કે તે સ્વધર્મથી વિમુખ છે. તેણે પોતાના સ્વનો વિચાર કરવા અવકાશ લીધો નથી. સ્વને વિસારી મૂકી ચારે દિશામાં નજર ફેરવી છે પરંતુ પોતે પોતાનું મધ્યબિંદુ મુકરર કર્યું નથી. સુકાન-વિનાના વહાણની પેઠે તેણે ભમવાનું શરુ કર્યું છે પરંતુ અંતિમ ધા-રણાનો કશો નિશ્ચય બાંધ્યો નથી. માણસ આખો દિવસ ગમે ત્યાં ફર્યા કરે પણ સાંજે પોતાને ઘેર આવે છે ત્યારે જ તે સુખી અને તૃપ્ત થાય છે. તે વિના ફરફર કરે તો તેનું જીવન કોઇ લક્ષ્યવિનાનું ગણાય છે. તેમ આપણે દશે દિશામાં ફરતા છતાં સ્વનો વિચાર અને સ્વનો ધર્મ અંતઃકરણમાં નિશ્ચયાત્મક રૂપે સ્થાપ્યો હોય તો આજે સ્વરાજ્ય હોય અને અનેક પરવશપણાની બુમો પાડતા ન હોય. સ્વના વિચારવિના સ્વરાજ્ય શી રીતે મળે? આત્માના વિચાર-વિના આત્મસુખ મળ્યું છે? સ્વના વિચારવિના સ્વરાજ્ય મળવાનું નથી. સ્વનો વિચાર એ જ સ્વરાજ્યનો રસ્તો છે.

પણ સ્વનો વિચાર આપણને સ્વધર્મ શીખવે છે. મનુષ્ય કોણ? તેની સત્તા શી? તેનો વિકાસ શા માટે અને કેવી રીતે એ પ્રશ્નો સ્વધર્મ શીખવાડે છે. સ્વધર્મ મનુષ્યના બાહ્ય અને અંતર સર્વને જાણે છે અને તે ઉભયને રૂડી રીતે જીવનના આનંદ માટે કેળવવા માર્ગ બતાવે છે. સાચો સ્વધર્મ પરલોકની વાત કરવામાં વખત ગાળે

છે તેના કરતાં આ લોકની વાતમાં વધારે વખત ગાળે છે. સ્વધર્મ બાળકને, સ્ત્રીને, પુરુષને, વૃદ્ધને, રાજાને કે રંકને સર્વને દેશકાળ અને પરિસ્થિતિને અનુસરી આગળ વધવાનો માર્ગ બતાવે છે. હાલના કેટલાક ઉતાવળીઆ મનુષ્યોની પેઠે વગર વિચારે એક જ અસ્ત્રે સર્વને દેશકાળ કે સ્થિતિનો વિચાર કર્યા વિના મુંડવા બેઠા હોય તેવું તે કરતો નથી. સ્વધર્મ સર્વદર્શી છે. આજકાલનો સુધારો એકદર્શી છે. સ્વધર્મ સર્વને અધિકારપ્રમાણે કર્તવ્ય બતાવે છે.

સ્વધર્મને સમજવા સર્વદર્શી થવાની જરૂર છે. સર્વદર્શી થયા વિના સ્વધર્મ સમજાવાનો નથી. અને સ્વધર્મવિના સ્વરાજ્ય નથી. માટે સ્વરાજ્યવાદીએ સ્વધર્મનું પાલન કરતાં શીખવું અને અન્યને તે શીખવાડવું.

સ્વધર્મ પાળનાર પોતાના આત્માથી માંડી તેની આજુબાજુની અંતઃકરણની સામગ્રી, શરીરસંપત્તિ, ગૃહ, વ્યવહાર, કુટુંબ, જાત, દેશ અને તેની સંસ્થાઓ એમ સર્વ એક પછીના સંગી વિષયોને ઉત્તમ કરવા મથે છે. અધિકારનો તે વિચાર કરે છે અને તે પ્રમાણે પ્રણાલિકાઓ બાંધી ભિન્ન ભિન્ન રુચીવાળાને ભિન્ન ભિન્ન કર્તવ્ય સોંપે છે.

સ્વરાજ્ય એક જ કર્તવ્યથી મળતું નથી, એ સમગ્ર સ્વરાજવાદીઓએ નિત્ય યાદ રાખવાનું છે. અનેક જાતનાં કર્તવ્યો અનેક મનુષ્યોએ જુદે જુદે સ્થળે અને સ્થિતિમાં કરવાનાં છે. અને તેથી જ અધિકારભેદની વાત કદી પણ ભૂલી જવી જોઇતી નથી.

સ્વરાજ્ય મેળવવાનો જુનો પ્રચલિત રિવાજ સત્તાઆગળ શાણપણ દેખાડવાનો, આજીજી કરવાનો માર્ગ, એ સાચો માર્ગ નથી. ખુશામતનો એ ભાઇ છે. અને ખુશામત હલકા પાડનાર વસ્તુ છે. તેનાથી ધાર્યું મળતું નથી અને કટકો બચકો મળે તો તે શોભતું નથી. ખરૂં સ્વરાજ્ય અધિકારથી મળે છે. અને અધિકાર અનેક પ્રકારનાં ઉચ્ચ કર્તવ્યથી મળે છે. માટે સ્વરાજ્યઅર્થે ભિન્ન ભિન્ન પ્રયત્ન કરવા પ્રત્યેક પ્રકૃતિના સ્ત્રી અને પુરુષોએ સજ્જ થવું જોઇએ.

ઉપર વિચારી ગયા તેમ સ્વરાજ્યમાટે એક વસ્તુની અગત્ય છે એમ નથી, અનેકની જરૂર છે. વિદ્યા જોઇશે, જ્ઞાન જોઇશે, મનોબળ અને નીતિબળ જોઇશે, શરીરબળ જોઇશે, ધન જોઇશે, સર્વ જોઇશે. આજે જાણો છો કે સ્વરાજ્ય અને સ્વરક્ષણના પ્રશ્ન

માટે યુરોપની પ્રજાને શું શું જોઇએ છે? તેમને કઇ વસ્તુની અને વિચારની અગત્ય નથી પડતી? આ બાબતો યુદ્ધના સમયની છે તેમ શાંતિના સમયમાં પણ અનેક ચીજોની જરૂર પડે છે. શાંતિમાં સ્વ-રક્ષણ અને સ્વસુખમાટે અનેક વસ્તુઓની જરૂર પડવાની. માટે તેનો વિચાર કરી તે મેળવવા આપણી પ્રજાએ તૈયારી કરવી જોઇએ.

સ્વરાજ્ય જ્યાં છે ત્યાં સ્વની મહત્તા પરિપૂર્ણ સ્થાપવામાં આવી છે. પોતાના આધારરૂપ ઇતિહાસરૂપ અને ધર્મરૂપ ગ્રંથો તેના આચાર્યો અને તેમની ભાષા વિગેરેનો પરિચય, પોતાના વ્યવહાર અને ધર્મ, પોતાના આચાર અને વિચાર, પોતાના માન અને મનન. પોતાના દેશ અને વેશ, એ સર્વ પોતાનામાં સારી રીતે ઓતપ્રોત થાય તેવી રીતે ગુંથવામાં આવ્યાં છે. પોતાના મધ્યબિંદુમાં તેઓ રહી સર્વના તરફ નજર નાંખે છે પરંતુ પોતે પોતાનું મધ્યબિંદુ ખોતા નથી. આપણે આપણું મધ્યબિંદુ ખોઈ આગળ અને પાછળ, આમ અને તેમ ધસીએ છીએ. જગત્ તેને આશ્ચર્યવત્ જોઇ હાસ્ય કરે છે. શાણા માણસો સમજે છે. અજ્ઞાન ઘડીભર આનંદ માને છે.

મધ્યબિંદુમાં સ્થિર થયા વિનાની વાતો ખોટી છે. તે સ્વરાજ્ય અને સ્વધર્મથી દૂર છે, તે આત્મસંરક્ષણની વિઘાતક છે, અવનતિને આણનાર છે. સ્વદેશપ્રેમી, સ્વરાજ્યહિતૈષીએ પોતાનું સર્વ ખોવા તત્પર થવું પરંતુ પોતાનું એક મધ્યબિંદુ ખોવા કદી પણ કોઇપણ લાલચે તત્પર થવું ન જોઇએ. લાલચ બુરી છે તેને વશ થઇ મધ્ય-બિંદુ ખોયું અને તે સાથે સ્વધર્મ—સ્વરાજ્ય ગયાં.

આજથી આપણે પુનઃ જાગ્રત્ થઇએ. સ્વધર્મને સમજીએ, સ્વ-રાજ્યની કુંચીઓઃ મેળવીએ, અને સ્વાત્માનું સંરક્ષણ કરીએ. સ્વધર્મ શું નહિ શીખવાડે? તે સર્વ શીખવાડશે. વિદ્યા, ધન, આરોગ્ય, નીતિ, વ્યાપાર, કલા સર્વ સ્વધર્મના અંગ છે. એકત્ર થઈ અંગે અંગ મેળવી કર્તવ્યમાં જોડાઇએ. વીરતા બતાવીએ. વીરતા બતાવીશું તો જગત્ તેના આગળ સર્વ નમતું આવશે. વીરનરોને શું નથી મળ્યું? આપણામાંના કેટલાકે ધર્મનું વીરત્વ દર્શાવવાનું છે, કેટલાકે વિદ્યાનું વીરત્વ બતાવવાનું છે, કેટલાકે શરીરનું વીરત્વ બતાવવાનું છે અને કેટલાકે સંપત્તિનું વીરત્વ બતાવવાનું છે. એ પ્રમાણે સર્વ પ્રકા-રના વીરપુરુષો એકઠા થએ સર્વ પ્રકારનું સ્વરાજ્ય મળશે, અધુરૂં સ્વરાજ્ય નહિ મળે, પૂર્ણ સ્વરાજ્ય મળશે. કારણ ત્યારે આપણામાં

પૂર્ણતા પ્રકટે છે. ઇચ્છા અને અધિકાર બેની જરૂર છે. કેવલ ઇચ્છા પશુ આદિમાં પણ હોય છે. તે બૂમો પાડી સ્વતંત્રતા માગે છે, પણ કોણ તેમને આપે છે? બુદ્ધિપૂર્વક અધિકાર મેળવવાની વિશેષ અગત્ય છે. મનુષ્યને બુદ્ધિબળ તે માટે જ ઇશ્વરે આપ્યું છે. તેનો ઉપયોગ કરવાનો છે. ઇચ્છા અને અધિકાર એક થતાં સ્વરાજ્ય ચરણે આવે છે. તે આપણા ખોળામાં માથું મૂકે છે. સ્વરાજ્યના પિતા આપણે થઇએ છીએ. તે આપણું આજ્ઞાંકિત બાળક થાય છે. સ્વરાજ્યરૂપી ગાયને દોહવાનો સમય ત્યારે જ આવે છે અને સર્વને પુષ્ટિ તથા તુષ્ટિ મળે છે. પ્રથમ સ્વધર્મને પાળો. સ્વધર્મ સર્વ બીજનું બીજ છે. તેનાં વૃક્ષો વિશાળ છે અને તે અનેક છે. દરેક ઋતુ ઋતુમાં નવાં નવાં ફળ ચખાડશે. કોઇ વાતની ઉણપ નહિ રહે. પરંતુ સ્વધર્મ સાધો અને સધાવો. ઘરમાં અને બહાર, શહેરમાં અને જંગલમાં સર્વ વખતે અને સર્વ ક્રિયામાં સ્વધર્મનું સ્થાપન કરો. સ્વરાજ્ય ત્યારે જ મળશે.

આજે આપણે સ્વરાજ્યના જે વિચાર કરીએ છીએ, આપણી કેળવણીના જે વિચાર કરીએ છીએ, આપણા સંસારના સુધારાના જે વિચાર કરીએ છીએ તે ખરેખરી રીતે આપણા સ્વના નથી. તે પારકા છે, ભાડુતી છે. તે આપણા દેશ અને આપણી પ્રકૃતિને કેટલે અંશે અનુકૂલ પડશે તેનો ખ્યાલ હજી આપણને નથી. જે વસ્તુ અને વિચાર બીજી પ્રજાને તેમના સ્વધર્મ અને સ્વદેશને અનુસારીને માફક આવ્યાં છે અને આવે છે તે જ વસ્તુ અને વિચાર આપણને સંપૂર્ણ ઉપયોગી હોય એમ બનતું નથી. આપણે માટે કેવા પ્રકારનું સ્વરાજ્ય જોઇએ, કેવા પ્રકારની કેળવણી સ્ત્રીઓ અને પુરુષોમાટે જોઇએ, કેવા પ્રકારના વ્યાપાર, ઉદ્યોગ અને કલા કૌશલ્ય ખીલવવાં જોઇએ; ગૃહજીવન અને જાહેર જીવનમાં ન્યાય અને નીતિ કેવાં પ્રકારનાં સ્થાપન કરવાં જોઇએ એ સઘળા બંધારણના પ્રશ્નો સ્વધર્મને જાણ્યા પછી એક પછી એક ઉકલવા માંડે છે. અત્યારે આપણે પરનું અનુકરણ કરીએ છીએ. આપણા ઘરની બાબતોથી શરમાઇએ છીએ. પણ તે વિચારો અને આચારોમાં આપણું સ્વત્વ નથી. અને સ્વત્વવિના સ્વરાજ્ય ક્યાં છે? સ્વત્વવિના સ્વાશ્રય ક્યાં છે? સ્વાશ્રયવિના સ્વરાજ્ય ક્યાં છે? આપણે કેટલી બધી બાબતોઉપર પર આશ્રયને—પરવશપણાને પડ્યા છીએ! દરેક વસ્તુ

અને વિચાર પરવશપણાના છે. બોલવું, ચાલવું, વિચાર કરવા, ખાવું, પીવું, રમત ગમત કરવી, સભાઓ ભરવી, ઠરાવો કરવા, એમાંના ઘણાં પરવશ કાર્યો છે. સ્વતંત્ર, સ્વાત્મામાંથી પ્રકટ થએલા વિચાર અને વસ્તુઓ તેમાં ક્યાં છે? તે નથી તો પછી સ્વરાજ્ય શાને આધારે રહેવાનું છે? સ્વરાજ્ય સ્વાશ્રયને આધારે છે. સ્વધર્મ તે સ્વાશ્રય શીખવાડે છે.

પરવશપણું ટાળવા, સ્વરાજ્ય મેળવવા આપણે આપણા સ્વત્વની છાપ, સવારથી સાંજ સુધીની પ્રત્યેક ક્રિયા, તે નાની હોય કે મોટી હોય, તે ઉપર પાડવાની છે. બોલવામાં અને ચાલવામાં, ખાવામાં અને પીવામાં, બજારમાં અને બગીચામાં, દેવમંદિરે કે રાજ્યગૃહે જ્યાં જ્યાં હરીએ ફરીએ ત્યાં, આપણે ઘેર કે પારકે ઘેર, આપણા દેશમાં કે પારકા દેશમાં, આપણા સ્વત્વની મૂર્તિનું સ્થાપન કરવું ઘટે છે. પરદેશીપણું, પરવશપણું સ્વત્વનો નાશ કરે છે જ્યારે આપણામાંની પ્રત્યેક વ્યક્તિ નિશ્ચયાત્મક રીતે સ્વત્વ બળને વધારવા આગ્રહ પકડશે ત્યારે સ્વરાજ્ય કોઇનાથી અટકાવ્યું અટકાવી શકાય તેમ નથી તે આપોઆપ આવશે, સ્વત્વબળમાં આકર્ષકશક્તિ એવી રહેલી છે કે સ્વરાજ્ય આવીને ઉભું જ રહે.

હાલ પ્રયત્ન કરવો, દરેક પ્રકારનો પ્રયત્ન કરવો. પરંતુ તે સર્વની દિશા સ્વધર્મતરફ રાખવી. માગવું, સારી રીતે માગવું. અધિકાર અને હક બતાવી માગવું. પણ તેમાં સ્વધર્મ આગળ રાખવો. સ્વધર્મવડે જ જય છે. સ્વધર્મ નથી ત્યાં પરાજય છે. સ્વધર્મને આગળ કરો. જય, વિજય આગળ અને આગળ ચાલશે. **ધર્મોજય** એ ફરી ફરી આપણી પ્રજાને કહેવાનું નથી. સ્વરાજ્યની સમગ્ર સામગ્રી સ્વધર્મવડે જ ઉભી થશે. અને તેનાથી પ્રાપ્ત થએલું સ્વરાજ્ય સર્વ સુખ, શાંતિ, નિરામયતા તથા નિર્ભયતા પ્રકટાવશે. દૈવી અને આસુરી સર્વ બળ સ્વધર્મથી વશ થશે. સ્વધર્મ સ્વરાજ્યનું બીજ છે.

**ભોગીલાલ જ૦ ઓઝા.**

# इच्छास्वातंत्र्यनुं नीतिशास्त्रमां स्थान.

મનુષ્યની પ્રવૃત્તિનું જો નિરીક્ષણ કરવામાં આવે તો આપણને સહજ જણાશે કે પ્રત્યેક વ્યક્તિ પસંદ કરવાનું અને નહિ પસંદ કરવાનું* કાર્ય કરી જાય છે. જે પસંદ કરવામાં આવે છે તેને પ્રશંસનીય, સ્તુત્ય ગણવામાં આવે છે અને તેથી વિરુદ્ધને નિંદ્ય ગણવામાં આવે છે, ધિક્કારવા યોગ્ય ગણવામાં આવે છે, તો આ પ્રકારે એકને પ્રશંસનીય, સ્તુત્ય ગણવાનો અને તેને લીધે માન આપવાનો અને બીજાને નિંદ્ય ગણવાનો, ધિક્કારવાનો અને તેને લીધે અપમાન આપવાનો આપણને અધિકાર છે કે કેમ તે વિચાર સહજ આપણને સ્ફુરે છે. પરંતુ આ વિચાર કરતાંપૂર્વે, અર્થાત્ આપણે એકની સ્તુતિ કરવાનો અને બીજાની નિંદા કરવાનો અધિકાર છે કે કેમ તેનો વિચાર કરતાં પૂર્વે, આપણે શેની સ્તુતિ વા નિંદા કરીએ છીએ તે વિચારવું જરૂરનું છે. કારણ કે આ કાર્ય શેને વિષે કરવામાં આવે છે તેનો નિશ્ચય કર્યાવિના જ આપણે આપણા અધિકારનો વિચાર કરવાને બેસવું એ પ્રથમ ગાડી અને તેની પાછળ અશ્વ જોડીને હાંકવા બરોબર હોઈ ભૂલભરેલું છે.

પ્રથમ જો આપણે સ્તુતિ વા નિંદાના વિષયનો વિચાર કરીએ તો આપણને તરત દેખાશે કે આપણે નિર્જીવ, સામાન્ય રીતે જેને ચૈતન્યવિનાના પદાર્થ માનવામાં આવે છે તે માટે સ્તુતિ વા નિંદા કરતા નથી. આપણે નદીને, પર્વતને કે પાષાણને સારા કે ખરાબ કહેવાનો, વિચારવાનો ખ્યાલ કરતા નથી. જો કોઈ પણ વાર, જેમ કે કાવ્યમાં સારા કે ખરાબ અર્થાત્ એવા જ કોઇ બીજા વિશેષણનો આવા પાષાણ જેવા નિર્જીવ વિશેષ્યસંબંધે ઉપયોગ કરીએ તો તે સ્થળે બરોબર વિચારી જોતાં આપણને દેખાય છે કે તે નિર્જીવ પદાર્થને જીવવાળી અર્થાત્ એની અંદર ચૈતન્યજેવી કાંઇ વસ્તુ રહેલી છે

* આ લેખમાં સારૂં, ખરાબ, સ્તુતિ, નિંદા ઇત્યાદિ સર્વ શબ્દો નીતિશાસ્ત્રમાં એ શબ્દોનો અર્થ થાય છે તે અર્થમાં વાપરેલા છે.

એમ માનીને જ ઉપયોગ કરીએ છીએ એટલે ખરૂં જોતાં આવાં વિશે-પણો ચૈતન્યવાળા જ પદાર્થમાટે આપણે આવામાં પણ વાપરીએ છીએ. જ્યાં આપણે આ પ્રકારનો શબ્દપ્રયોગ કરતા નથી ત્યાં આપણે નીતિશાસ્ત્રના બીજા કોઈ પણ ગુણ અથવા દોષ સૂચવનાર શબ્દનો પણ પ્રયોગ કરતા નથી.

ઉપરોક્ત વિચારથી જ એ પણ સિદ્ધ જ થાય છે કે આપણે આવા કોઇ જીવવાળા પદાર્થના શરીરમાટે પણ આ પ્રકારનો કોઇ પણ શબ્દ વાપરતા નથી.

તો હવે બાકીના પદાર્થોમાંથી આપણે શેને સ્તુત્ય વા નિંદ્ય કહી શકીએ એમ છીએ તેનો વિચાર કરવાનો પ્રાપ્ત થાય છે. તો હવે તેમ કરતાં આપણને લાગશે કે કાં તો આપણે આ પ્રકારના શબ્દો બ્હાર દૃષ્ટિગોચર થતાં કાર્યોને લગાડી શકીએ અથવા તો મનની કોઈ લાગણીવિષે વાપરી શકીએ, અર્થાત્ જો બરાબર કહીએ તો કાં તો આ પ્રકારનો શબ્દપ્રયોગ અંતરની લાગણી કે જ્યાંથી કોઇ પણ કાર્યની ઘણુંખરૂં સૌથી પ્રથમ ઉત્પત્તિ સંભવે તે વિષે હોય, કાં તો શરીરની તે લાગણીને લીધે થતી કોઇ હીલચાલ અથવા ચલનવિષે સંભવે, અથવા તો આ પ્રકારના ચલનને લીધે જે ફલ જગત્માં દૃષ્ટિગોચર થાય તે વિષે હોય. હવે આમાંથી આપણે પ્રથમ બીજાવિષે અર્થાત્ શરીરની ચલનક્રિયાવિષે વિચાર કરીએ તો એ તો તરત જ આપણને નિશ્ચય થશે કે આપણે જેને સારૂં છે, ખરાબ છે, સ્તુતિપાત્ર છે વા નિંદ્ય છે એમ કહીએ છીએ તે આ ચલન-ક્રિયા નથી જ. જેમકે દરેક વ્યકિત એક ક્ષણે શ્વાસ લે છે અને બીજી ક્ષણે તે મૂકે છે, ઘણીવાર માણસના એક હાથપર મચ્છર કે માખી બેઠી હોય તો જરાપણ વિચાર કર્યાં વિના જ તેનો બીજો હાથ આપોઆપ તે મચ્છર વા માખીપ્રતિ જઇ તેને ઉરાડી મૂકે છે. તેમ જ આ પ્રકારની આખા શરીરની કે તેના કોઇ અવયવની હીલચાલ આપણે બીજા જીવંત પ્રાણીઓ કે જેને માટે આપણે આવા શબ્દો વાપરતા નથી તેવાની પણ જોઇએ છીએ. અને આને માટે આપણે આ શબ્દો વાપરતા નથી. આથી હવે કાં તો આપણે મનની લાગણીવિષે આવા પ્રકારના શબ્દો વાપરીએ છીએ અથવા કાર્યને વિષે અર્થાત્ બહાર દેખાતા ફલને વિષે તે વાપરીએ છીએ.

ત્યાં હવે આ બેમાંથી પણ આપણે પ્રથમ દ્વિતીયવિષે વિચાર

કરીએ. ત્યાં એ વિચારવામાં આપણે સર્વમાન્ય નિયમ કે જો કોઇ ફલ આ પ્રકારે સારૂ વા ખરાબ હોય તો તે હમેશાં અર્થાત્ ગમે તે મનુષ્યની ક્રિયાને લઇને ઉત્પન્ન થતું હોય, ગમે તે સંજોગોમાં ઉત્પન્ન થતું હોય તો પણ તે તેવું જ રહેવું જોઇએ, એટલે ગણવામાં આવવું જોઇએ; કારણ કે જો તેમ નહિ હોય તો તે ફલ પોતાના જ ગુણદોષને લીધે તેવું નથી, પરંતુ કોઈ બીજા કારણની એ ફલપર અસર થતી હોવાથી તે સારૂં વા ખરાબ, સ્તુત્ય વા નિંદ્ય લેખાય છે. આ પ્રકારે જો આપણે ગણીએ તો આપણે એમ માનીએ છીએ કે આપણે ઉપર જે ત્રણ પદાર્થો ગણ્યા કે જેને માટે આપણે આવા શબ્દો વાપરી શકીએ એમ છે તેના કરતાં કોઈ ચતુર્થ વિષય એવો છે કે જેને માટે આવા શબ્દ વાપરી શકાય અને જો તેમ નહિ હોય તો આપણે એવા શબ્દો અંતરની લાગણીમાટે જ વાપરી શકીએ એમ સિદ્ધ થાય છે.

જો જરા આપણે તીક્ષ્ણ દૃષ્ટિથી વિચારીએ તો આપણને દેખાશે કે ઉપર કહ્યું તે રીતે ફલ એવું નથી કે આપણે બીજા કોઇ કારણને લીધે નહિ પણ તેને પોતાને લીધે જ તે માટે ગુણ-વાચક વા દોષવાચક શબ્દો વાપરીએ છીએ; અર્થાત્ ઉપરનો સર્વ-માન્ય નિયમ અંગીકાર કરીને તેમ થાય તેમ નથી. જેમકે સાધારણ રીતે કોઇ એક વ્યક્તિ બીજી વ્યક્તિના પ્રાણ હરણ કરે છે તો તે હરણ કરવારૂપી કાર્ય વા ફલ સામાન્ય રીતે દૂષિત ગણવામાં આવે છે; પરંતુ આમ સદાસર્વદા માનવામાં આવતું હોય તેમ નથી. એક ન્યાયાધીશ કોઇએક મનુષ્યવ્યક્તિ કે જેની ઉપર બીજી મનુષ્યવ્ય-ક્તિનો પ્રાણ લેવાનો ગુન્હો સાબીત થયો છે તેને વધ કરવાની સજા કરે છે અને તે સજા કરવાને લીધે એક ચતુર્થ વ્યક્તિ કે જેનો આ સજા અમલમાં મૂકવાનો ધર્મ છે તે તેમ કરે છે તો આમાં આપણે ન્યાયાધીશને કે આ સજા અમલમાં મૂકનાર વ્યક્તિને તેમજ તેમના કાર્યને દૂષિત ગણતા નથી. વળી સાધારણ રીતે આપણે પશુવધને ખરાબ ગણીએ છીએ; પરંતુ જો તે પશુવધ યજ્ઞમાટે અથવા તે પશુના કોઇ દોષને લીધે થાય તો તે આપણે ખરાબ ગણતા નથી. આવાં અનેક દૃષ્ટાંતો આપણને વ્યવહારમાં મળી આવે છે. વળી જો આ પ્રકારના કાર્ય વા ફલસંબંધમાં જ જો આવા શબ્દો વપરાતા હોય તો તેમાં બીજો પણ વાંધો દેખાય છે; જેમકે

એક મનુષ્ય કોઇ બીજાને હાનિ કરવાના ઇરાદાથી એક કાર્ય કરે છે, પરંતુ તે કાર્ય પોતાનો ઇરાદો સફલ કરતું નથી અર્થાત્ ધારેલી વ્યક્તિને હાનિ કરતું નથી વા તેને ફાયદો કરે છે; તો આ બન્ને સ્થિતિમાં પ્રથમ વ્યક્તિનો કોઈ પણ પ્રકારનો દોષ, જો આપણે ઉત્પન્ન થતા ફલને માટે જ દોષ શબ્દ વાપરતા હોઇએ તો, ગણી શકીએ નહિ; કારણ કે આમાં કાંઇ ખરાબ ફલ પ્રકટ્યું નથી. તદુપરાંત જો સારૂં પ્રકટ્યું હોય તો પ્રથમ વ્યક્તિની ઇચ્છા વા આશય ગમે તે ફલ પ્રકટાવવાનો હોય તો પણ આપણે ઉત્પન્ન થયેલા ફલની અને તે દ્વારા તે વ્યક્તિની સ્તુતિ જ કરવી જોઇએ; પરંતુ વ્યવહારમાં તેને બધા દોષ દે છે. પુનઃ જો આપણે વિચારી જોઇએ તો આપણને એટલે સુધી દેખાશે કે મનમાં અમુક પ્રકારની લાગણી જ થવા માટે—ભલે પછી એ લાગણીને લઇને ગમે તે બહિર કારણવશાત્ કોઇ પણ કાર્ય આરંભાયું પણ નહિ હોય છતાં—આપણે તે વ્યક્તિની સ્તુતિ વા નિંદા કરીએ છીએ. આ ઉપરથી એ તો સહજ ભાસે છે કે આપણો નીતિશાસ્ત્રના શબ્દનો પ્રયોગ આવા ફલને માટે હોઇ શકે તેમ નથી. તેમ જ ઉપર જે ત્રણ વિષયો ગણ્યા તેથી કોઇ ચતુર્થ વિષય આપણી દષ્ટિગોચર થતો નથી. તેમ જ આપણે માની શકતા નથી કે એવો ચતુર્થ વિષય હોય કે જેને માટે આપણે આ પ્રકારના શબ્દો વાપરીએ. તેથી એટલું તો સિદ્ધ થાય છે કે આપણે આ રીતે અંતરની લાગણીઓસંબંધમાં જ બોલીએ છીએ. આ સિદ્ધાંત સ્પષ્ટ રીતે વા તો વ્યંગ્ય રીતે બધા જ નીતિશાસ્ત્રના તત્ત્વ જાણનારા અને લખનારા સ્વીકારે છે. જે લોકો સ્પષ્ટ રીતે નથી માનતા તે પણ એટલું તો માને જ છે કે જે ફલવિષે આ પ્રકારે . વ્યવહાર કરીએ છીએ તે બુદ્ધિપૂર્વક થયેલા કાર્યનું છે અને તે કાર્ય બુદ્ધિપૂર્વક થયેલું છે તેને લીધે જ આપણે તે પ્રકારનો વ્યવહાર કરીએ છીએ.

હવે એ પ્રશ્ન થાય છે કે મનમાં આટલી બધી લાગણીઓ હોય છે; જેમકે કોઇ એમ કહે કે બુદ્ધિ એ પણ મનની લાગણી કહી શકાય; પરંતુ આપણને તરત જ દેખાશે કે આપણે બુદ્ધિને લીધે થતાં કાર્યને માટે અર્થાત્ બુદ્ધિમાટે નીતિશાસ્ત્ર જે અર્થમાં આ શબ્દો વાપરે છે તે અર્થમાં વાપરતાં નથી.

આ રીતે વિચારી જોતાં આપણને બે મત દેખાશેઃ કેટલાક માને છે કે આપણે આ પ્રકારના શબ્દો આશયમાટે વાપરીએ છીએ.

આ શબ્દથી સાધારણ રીતે એમ સમજવામાં આવે છે કે અમુક કાર્ય કરવાની ઇચ્છા અર્થાત્ તેને લઈને જેજે ફલ પરિણામમાં આવે તે બધાની ઇચ્છા. બીજા કેટલાક એમ માને છે કે આપણે આવા શબ્દો આપણા મનનો હેતુ અર્થાત્ ક્રિયા કરવાને માટે જે મનની પ્રેરક લાગણી હોય તે માટે વાપરીએ છીએ. આ શબ્દથી સાધારણ રીતે જે ક્રિયા કરનાર વ્યક્તિ હોય તેની અમુક ક્રિયાથી અમુક ખાસ ફલ કે જે તે ક્રિયાનો આશય નથી તે પ્રકટાવવાની લાગણી એમ સમજીએ છીએ. સામાન્ય ભાષામાં આપણે આ બેની વચ્ચે બહુ ફેર રાખતા નથી. આ ચર્ચા પ્રસ્તુત વિષયને બહુ ઉપયોગી આ સ્થિતિપર આવ્યા પછી રહેતી નથી, પરંતુ પ્રાસંગિક વિચાર પ્રાપ્ત થતાં તે થોડામાં કરવો એ અનુચિત નહિ ગણી શકાય. આ બેની વચ્ચે ફેર બરાબર સમજવો દૃષ્ટાંતથી સુગમ પડે તેમ છે. એક વ્યક્તિ પોતાની ઉપર ઉપકાર કરનારપર તહોમત આવતાં તેને બચાવવાના હેતુથી ન્યાયમંદિરમાં અસત્ય સાક્ષી આપે છે; તો આમાં બે લાગણીઓ તેના મનમાં રહે છેઃ—એક તો પોતાની ઉપર ઉપકાર કરનારને બચાવવાની કે જેને આપણે હેતુ કહીએ છીએ અને બીજી અસત્ય સાક્ષી આપવાનો આશય—હવે આમાંથી આપણે નીતિશાસ્ત્ર જે અર્થમાં વાપરે છે તેજ અર્થમાં એકને અથવા હેતુને સારો, સ્તુત્ય ગણીએ છીએ. જ્યારે બીજાને અર્થાત્ આશયને ખરાબ, નિંદ્ય ગણીએ છીએ; તેમ જ કોઈ એક મનુષ્ય દ્વેશથી એક ગુન્હેગારને સજા કરાવવા યત્ન કરે છે; આમાં એની ગુન્હેગારને સજા કરાવવા રૂપી આશય અને તે વ્યક્તિપ્રતિ દ્વેષરૂપી હેતુ એમ બે લાગણીઓ છે. આમાં આપણે પ્રથમને સારી કહીએ છીએ, જ્યારે દ્વિતીયને ખરાબ કહીએ છીએ. આ રીતે આપણે બન્ને લાગણીઓમાટે આ પ્રકારના શબ્દો વાપરીએ. હવે એમાંથી કોને માટે જ એ વાપરવા જોઈએ તે સંબંધમાં વધારે ઉહાપોહ કરવો અને નક્કી કરવું એ પ્રસ્તુત વિષયને બહુ ઉપયોગી નથી તેમ જ તેમ નક્કી થાય એમ છે કે કેમ તે પણ સંશયાસ્પદ છે.

આ રીતે આપણે મનની લાગણીમાટે આ પ્રકારના નીતિશાસ્ત્રના શબ્દો વાપરીએ છીએ; હવે આ પ્રકારના શબ્દો વાપરવાનો અને તેને લીધે કોઇ વ્યક્તિને માનાપમાન આપવાનો આપણે અધિકાર છે કે કેમ તે વિચારવાનું પ્રાપ્ત થાય છે.

ત્યાં સામાન્ય દૃષ્ટિથી આપણે જોઇએ તો એમ માનવામાં આવે છે કે કોઇ પણ લાગણીને અને તેને લીધે કોઇ કાર્યને સારૂં વા ખરાબ કહેતા પહેલાં, કોઇ વ્યક્તિને તેને લીધે માનપમાન આપવા પહેલાં આપણે ઘણું ખરૂં એ વિચારીએ છીએ કે એ વ્યક્તિ એ કાર્ય કરી શકે તેમ છે કે નહિ; કારણ કે જો તે વ્યક્તિને કાર્યને કરી શકે એમ નહિ હોય તો એ કાર્ય નહિ કરવાનો એ વ્યક્તિનો આશય સિદ્ધ થતો નથી. એક રાજા પોતાના નોકરને રેતીના દોરડાં બનાવવાની આજ્ઞા કરે છે; રાજાની આજ્ઞા તેના સેવકે પાળવી એ તેનો ધર્મ છે; પરંતુ જો સેવક રેતીનાં દોરડાં બનાવી ન શકે તો આપણે તેનું કૃત્ય ખરાબ ગણુતા નથી, તે કૃત્યમાટે તેને દોષ દેતા નથી અને તેને લીધે પોતાના ધર્મમાં ભૂલ કરવાને માટે તેનું અપમાન કરતા નથી. આનું કારણ બીજું કાંઇ જ નહિ પણ એ છે કે આપણે રેતીના દોરડાં બનાવવારૂપી કાર્ય અસંભવિત માનીએ છીએ, અને તેથી જે કાર્ય અસંભવિત હોય તે નહિ કરી શકવા માટે, નહિ કરવા માટે દોષારોપ તદ્દન અસ્થાને ગણીએ છીએ અને માનીએ છીએ કે તેનો આશય પોતાના સેવ્યની આજ્ઞા ભંગ કરવાનો ન હોઇ તે કોઈ દૂષિત લાગણીવાળો નહોતો. આ જ પ્રકારે કાર્ય[1] તદ્દન અસંભવિત હોવું જોઇએ અર્થાત્ કોઈ પણ વ્યક્તિથી થવું અસંભવિત હોવું જોઈએ એમ પણ નથી. પરંતુ જે વ્યક્તિને કરવાનું હોય તે વ્યક્તિમાટે પણ જો અસંભવિત હોય તો પણ આ જ પ્રકારે ગણીએ છીએ તેથી આ પ્રકારના શબ્દ વાપરવાપૂર્વે હંમેશા એમ માનવામાં આવે છે કે જે વ્યક્તિપર દોષારોપ કરવામાં આવે છે તે વ્યક્તિ તે કાર્ય બુદ્ધિપૂર્વક કરી શકે તેમ હોવા છતાં તેણે કર્યું નથી અને તેટલા માટે આપણે તેની તે સંબંધની લાગણીને દોષ દઇએ છીએ. કેન્ટ નામનો જર્મન તત્ત્વવેત્તા એના નીતિશાસ્ત્રના સિદ્ધાંતો જણાવે છે કે જ્યાં આગળ અમુક ધર્મ-રૂપી માનવામાં ત્યાં આગળ તે ધર્મ બજાવવાની શકિત સ્વીકૃત પક્ષ-રૂપે ( postulate ) વ્યંગરૂપે પણ માનવામાં આવે છે.

---

૧ સામાન્ય રીતે મનુષ્યની લાગણી કાર્યપરથી જ જણાતી હોવાથી સાધારણ ભાષામાં કાર્ય શબ્દ વાપરવામાં આવે છે, પરંતુ ઉપર વિચારી ગયા તે પ્રમાણે તેનાથી આપણે તે કાર્ય કરવાનો આશય કે હેતુરૂપી લાગણી સમજવી.

પરંતુ ઉપર ઉપરથી જોતાં આ વિચાર કરવો જેટલો સરલ ભાસે છે તેટલો સરલ તે ખરેખર નથી. આપણે ઉપર વિચારી ગયા તેમ આપણે સ્વાભાવિક પ્રવૃત્તિસંબંધમાં નીતિશાસ્ત્રના શબ્દો વાપરતા નથી; પરંતુ બુદ્ધિપૂર્વક થતી ક્રિયા માટે જ વાપરીએ છીએ. હવે આ પ્રકારની પ્રવૃત્તિમાં પણ જે બુદ્ધિ આપણને જણાવે કે અમુક કાર્ય ઉચિત અનુચિત છે તે પ્રકારે ઉચિત કાર્યપ્રતિ જ આપણો આશય દોરાઇ તે આપણે કરવુંજ પડે છે કે આપણે બુદ્ધિ જેને અનુચિત ગણે તે પણ કરી શકીએ છીએ તે પ્રશ્ન છે. ઇચ્છાસ્વાતંત્ર્યવાદમાં માનનારાઓ કહે છે કે આપણે જેમ ઉચિત કરવાને સમર્થ છીએ તેમ જ અનુચિત કરવાને પણ સ્વતંત્રય અને સમર્થ છીએ. આ પ્રકારે નિર્ણીતવાદ ( Determinism )માં માનનારાઓ કબૂલ કરતા નથી.

નિર્ણીતવાદમાં માનનારાઓ બે પ્રકારના કહી શકાય. એક તો જે લોકો એમ માને છે કે મનુષ્યપ્રાણીથી કોઇ વધારે પ્રબળ સત્તા અસ્તિત્વમાં છે અને તે સત્તાદ્વારા દરેક વ્યક્તિના પ્રત્યેક ક્ષણના કાર્યો નિર્માણ થઇ ચૂકેલાં છે અને તે નિર્માણ થયેલા વ્યવહારમાં મનુષ્યપ્રાણી કાંઈ પણ, તિલમાત્ર પણ ફેરફાર કરવાને અસમર્થ છે. આ લોકોના મતપ્રમાણે મનુષ્યનું કોઇ પણ કાર્ય નહિ હોવાને લીધે, મનુષ્ય તે પ્રબળસત્તાના ગુલામ તરીકે જ પ્રત્યેક કાર્ય કરતો હોવાને લીધે કેટલાકના માનવા પ્રમાણે મનુષ્યની સ્તુતિ વા નિંદા કરવી તે કોઇ નહિ જવાબદાર યંત્રની સ્તુતિ વા નિંદા કરવા સમાન છે. આ પ્રકારનો આથી વિસ્તારથી વિચાર કરવો તે નીતિશાસ્ત્રનો વિષય નહિ હોવાથી અનુપયોગી છે અને તેથી બીજા પ્રકારના નિર્ણીતવાદમાં માનનારાઓ શું કહે છે તે પ્રતિ જોઇએ.

આપણે આજ સુધીની વિજ્ઞાનની થયેલી પ્રગતિપ્રતિ દૃષ્ટિ કરીએ તો શું દેખાય છે? રસાયણશાસ્ત્ર કહે છે કે પાણી બનાવવાનું કારણ હાઇડ્રોજન અને ઑક્સીજનના અણુઓનો અમુક પ્રમાણમાં સંયોગ પાણીની પૂર્વકાળની સ્થિતિમાં હોવો એ છે. ખગોલવિદ્યા જણાવે છે કે અમુક કાલની ગ્રહોની સ્થિતિ તે તે કાળ પછીની સ્થિતિનું તે સંજોગોમાં કારણ છે. આ જ પ્રકારે આયુર્વેદ અથવા વૈદક વિદ્યા આદિ બીજી વિજ્ઞાનની શાખાઓ જણાવે છે. એટલે તેમના નિયમપ્રમાણે એટલું નિશ્ચિત થયેલું છે કે દરેક કાર્યનું કારણ તે

કાર્યની પૂર્વની સ્થિતિ છે. આ પ્રકારનો સિદ્ધાંત ધીરે ધીરે ઘણા વખતથી વિજ્ઞાનની વિવિધ શાખાઓમાં નક્કી થતો આવે છે અને જેમ જેમ વિજ્ઞાનની પ્રગતિ થતી જાય છે તેમ તેમ તે જૂદી જૂદી શાખાઓમાં પણ સ્વીકારવામાં આવે છે અને જ્યાં પ્રથમ સ્વીકારવામાં આવ્યો હોય ત્યાં વધારે સચોટ રીતે સિદ્ધ થાય છે. હજી સુધી તે માનસશાસ્ત્રમાં સિદ્ધ થઇ ગયેલો નથી; પરંતુ પ્રકૃતિમાં ઘણી સમાનતા દૃષ્ટિગોચર થાય છે અને તેથી આ શાસ્ત્રમાં પણ એ જ પ્રકારના નિયમો પ્રવર્તતા હશે એમ માનવું સારૂં છે; તેથી આ જ સિદ્ધાંત મનુષ્યના આશય તથા હેતુરૂપી મનની લાગણીમાટે પણ માનવો જોઇએ. પ્રત્યેક વ્યક્તિને થોડા સંસ્કારો જન્મથી જ પિતા માતાના વારસાતરીકે મળે છે. જન્મથી પ્રત્યેક ક્ષણે તે દુનીઆમાં રહીને દુનીઆના પદાર્થો તથા બીજી વ્યક્તિઓને લીધે, તેમના વર્તનને લીધે તે સંસ્કારો ગ્રહણ કર્યે જ જાય છે. તદુપરાંત તે અમુક સંજોગોમાં રહે છે. આ બધાને લીધે જેમ ઉપર જોઇ ગયા કે કાર્ય અમુક પ્રકારનું જ હોઈ શકે. કારણ કે તેની પૂર્વકાળની અમુક સ્થિતિ હોય છે તેમ જ તેના આશયનો વેગ પણ એક પ્રકારનો જ હોઈ શકે. આથી કરીને ઉપર કહ્યું તેવું મનુષ્યને ઇચ્છા કરવા માટે સ્વાતંત્ર્ય છે જ નહિ. વધારેમાં આપણે અબુદ્ધિપૂર્વક થતાં કાર્યો અને બુદ્ધિપૂર્વક થતાં કાર્યોવચ્ચે બહુ તફાવત જોઈ શકીએ તેમ નથી; આ બેની વચેનો અંતર અનુલ્લંઘનીય રખાય કે મનાય તેમ નથી. કારણકે એક પ્રકારનું કાર્ય બીજા પ્રકારનું થતું દૃષ્ટિગોચર થાય છે, જેમકે આપણે અમુક કાર્ય બુદ્ધિપૂર્વક કર્યા જઇએ તો થોડા કાલે તેજ કાર્ય ખાસ ઇચ્છાવિના સ્વાભાવિક રીતે પણ શરીરના અવયવ કરી દેતા જોવામાં આવે છે. આ ઉપરથી આશયનો અભાવ થતાં જો આશયમાં સ્વતંત્રતા હોય તો જ તે નીતિશાસ્ત્રના શબ્દોમાટે યોગ્ય હોય તે નિયમે નીતિશાસ્ત્રની હદની બહાર જતું રહે છે; પરંતુ આપણે વ્યવહારમાં તેમ ગણતા નથી. વળી ઘણીવાર આપણે અમુક આવેશવશાત્ કોઇ કાર્ય કરીએ છીએ તો તે વખતે આપણે જો બારીકીથી નિરીક્ષણ કરીશું તો આપણને સમજાશે કે કાર્યની દિશા બહુધા આવેશ અને તે વખતની કામની સ્થિતિથી નિર્માણ થઇ જાય છે અને નહિ કે આપણે સ્વતંત્ર રીતે તે ઇચ્છાની દિશા નક્કી કરીએ છીએ. પુનઃ સાધારણ રીતે આપણે આપણી પોતાની જાતશિવાય બીજી વ્યકિતઓમાટે

વ્યવહારમાં તેમના વર્તનનું અનુમાન કરીએ છીએ કે આટલા સંજોગો અસ્તિત્વમાં છે, તે વ્યક્તિની આટલી પ્રગતિ થયેલી છે અર્થાત્ તેનામાં આ પ્રકારના સંસ્કાર છે તેથી તે અમુક પ્રકારે વર્તશે. હવે જો આપણે ઇચ્છાસ્વાતંત્ર્ય માનીએ તો આ અનુમાન અસંભવિત ઠરે; પરંતુ આ અનુમાન કરવાની ક્રિયા જ બતાવે છે કે એ આપણે ઉપર વર્ણન કરેલા પદાર્થોને લીધે તેનું વર્તન નિર્મિત થયેલું છે એમ વ્યવહારમાં સ્વીકારીએ છીએ. જો આ પ્રમાણે નહિ સ્વીકારીએ તો આ પ્રકારના અનુમાનની ક્રિયા અસંભવિત ઠરતાં આપણો વ્યવહાર અટકી પડે. વળી આપણી પોતાની જાતમાટે પણ ઘણીવાર આપણે બોલીએ છીએ અને માનીએ છીએ કે આપણું વર્તન, આપણું શિક્ષણ, સંસ્કાર તથા સંજોગોને લીધે અમુક રીતનું હતું અને થાય છે અર્થાત્ તે પદાર્થોદ્વારા આપણા વર્તનની દિશા નિર્માણ થઈ જાય છે. પુનઃ જો આમ નહિ માનીએ તો નીતિશાસ્ત્રસંબંધમાં આપણા ધર્મવિષે આપણામાં સંસ્કાર પાડી આપણા વર્તનની દિશા નક્કી કરવારૂપી જે શિક્ષણ આપવાની ક્રિયા તે વ્યર્થ જ ઠરે. આ સિદ્ધાંતની સામે જો એમ કહેવામાં આવે કે આ સિદ્ધાંત મનુષ્યના વર્તનની દિશા નિર્માણ થયેલી મનાવતો હોવાથી કોઈ પણ વ્યક્તિને તેના વર્તનમાટે સજા કરવી, તેની તે માટે સ્તુતિ વા નિંદા કરવી તેમ જ નીતિશાસ્ત્રના બીજા શબ્દો વાપરવા તે ભૂલભરેલું છે, કારણ કે તેની ક્રિયા નિર્માણ થયેલી હોવાથી તે તેને માટે જવાબદાર નથી, પરંતુ આમ માનવું ભૂલભરેલું છે. કારણ કે જેમ જેમ આપણી અધિક ને અધિક પ્રગતિ થતી જાય છે તેમ તેમ આપણે માનતા જઇએ છીએ કે ન્યાય આપવો અર્થાત્ કોઈ માણસને સજા કરવી તે પ્રતીકારરૂપે નથી, પરંતુ તેને અને તેના દૃષ્ટાંતદ્વારા બીજાને સુધારવા માટે, તે પ્રકારનું વર્તન પુનઃ ન કરવા દેવા માટે જ છે. આ જ કારણથી સ્તુતિ વા નિંદા પણ કરવામાં આવે છે. સ્તુતિ વા નિંદા કાંઇ પ્રતીકારરૂપે નહિ પરંતુ તેને સુધારવાને માટેજ કરવામાં આવે છે. હવે જો એમ માનવામાં આવે કે આમ માનવાથી મનુષ્યની વૃત્તિઓમાં સુધારો થવાનો સંભવ નથી તો તે ભુલભરેલુ છે અને પોતાની જવાબદારી નહિ માનવાની ટેવને લીધે બગાડો થવાનો સંભવ છે, કારણ કે તેમ માનવામાં કાંઇ કારણ નથી. ટુંકામાં આ પ્રકારનો નિર્ણીતવાદ માનનારાઓનો સિદ્ધાંત છે.

આથી વિરુદ્ધ ઇચ્છાસ્વાતંત્ર્યવાદ માનનારાઓ કહે છે તે લોકો પણ ઉપર કહેલા પદાર્થોની મનુષ્યની ઇચ્છાની દિશાપર અસર થતી જ નથી એમ કહેતા નથી; પરંતુ આની અસર ઉપરાંત દરેક મનુષ્યવ્યકિતને ઇચ્છા કયા પ્રકારની રાખવી તે તેનો સ્વતંત્રતા છે એમ માને છે. આ સ્વતંત્રતાને લીધે સંસ્કાર સંજોગાદિની અસરથી થતી દિશાથી વિરુદ્ધ પણ મનુષ્ય પોતાની ઇચ્છા રાખવાની દિશા બતાવી શકે છે એમ તેમાં માને છે. કોઇ એક વ્યકિતએ ગત ઘણા વખતથી અમુક વર્તન મોટા પ્રકારનું જ કર્યું છે. તેના સંસ્કાર તેના પર પડે જ ગએલા છે; છતાં પણ આ સંસ્કારથી વિરુદ્ધ જઇને જ્યારે પુનઃ વર્તન કરવાનો વખત પ્રાપ્ત થાય ત્યારે તે વ્યકિત સાચુ કરી શકે છે તેમ માનવું જોઇએ એમ તેઓ કહે છે. અને તેમ માનવાને સૌથી સબળમાં સબળ કારણ તો એ છે કે આપણને તે પ્રકારનું સ્વતઃ જ્ઞાન હોય છે. આપણે વ્યવહારમાં આપણી લાગણીઓથી, આપણા સંસ્કારથી, આપણા સંજોગોથી હમેશાં કોઈ શકિત આપણામાં વધારે છે કે જે આ બધાઉપર વિજય મેળવી પોતાનું ધાર્યું કરી શકે છે એમ માનીએ છીએ. આપણે બોલીએ છીએ કે અમુક લાગણીઓઉપર મેં વિજય મેળવ્યો. આથી સ્પષ્ટ દેખાય છે કે આપણે આપણી જાતમાં ઉપર કહેલા પદાર્થો કરતાં ઇચ્છાને પસંદ કરવાની અને તે પ્રમાણે આચરવાની સામર્થ્યવાળી કોઇ શકિત માનીએ છીએ. જો આ પ્રકારે નહિ હોય તો ગમે તેવી પણ આપણે આપણી જાતમાટે ગુલામગિરી સ્વીકારીએ છીએ અને આ સંસ્કારોને આપણા કરતાં શ્રેષ્ઠ માનવાનો પ્રસંગ આવે છે. વળી આપણી જાતને કાંઇ યુદ્ધભૂમિરૂપે કે પણ (stake) રૂપે આપણે સ્વીકારતા નથી કે જેથી પરસ્પર વિરુદ્ધ લાગણીઓમાંથી જે જીતે તેના આપણે થઇ જઇએ, અર્થાત્ આપણે તે કહે, હુકમ કરે તે પ્રમાણે આચરવુ પડે. આ પ્રકારનું એટલે આપણે આપણી ઇચ્છા પસંદ કરવાની સ્વતંત્રતા છે એ પ્રકારનું જ્ઞાન આપણને સ્વતઃ જ હોય છે, અને તેથી નિર્માણવાદરૂપી જ્ઞાન કે જે પરતઃ પ્રાપ્ત થાય છે તેના કરતાં બલવત્તર હોઇ આપણે તે પ્રકારે જ માનવું જોઇએ–માનવું જોઇએ એટલું જ નહીં, પણ આપણને માન્યા વિના ચાલી શકતું નથી. વળી જો આ પ્રકારે નહિ માનવામાં આવે તો નીતિશાસ્ત્રની, તેના શબ્દો-

ની, તેની સજાની, જરા પણ ખરી કિંમત રહેતી નથી. આ પ્રકારનો ટૂંકમાં ઇચ્છાસ્વાતંત્ર્યવાદ માનનારાઓનો સિદ્ધાંત છે.

આ ઇચ્છાસ્વાતંત્ર્યવાદનો સિદ્ધાંત સામાન્ય રીતે જ્યાં આગળ જવાબદારી માનવામાં આવે છે ત્યાં આગળ હંમેશાં માનવામાં આવે છે અને તે ન્યાય અથવા કાયદો કે જે નીતિશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો સ્વીકારી, મનુષ્યનું શરીર સમાજની વ્યક્તિની મીલકત અને તે સંબંધના સામાજીક વ્યવહારને સાચવવા સામાજીક સ્થિતિને અનુસરીને કાયદા ઘડે છે તે પ્રતિ લક્ષ કરતાં તરત જ સ્પષ્ટ સમજાશે. તે માટે આપણે એક શાખા—ફોજદારી કાયદો કે જે પ્રધાનપણે મનુષ્યના શરીરને સાચવવાને માટે ઘડવામાં આવેલો છે તે પ્રતિ દૃષ્ટિ કરીએ. નીતિશાસ્ત્રના શબ્દો કોઇ બળાત્કારથી થતી લાગણીઓને માટે વપરાતા નથી, જેમકે ' હિપ્નોટિઝમ 'ની મદદથી એક વ્યક્તિ પ્રતિ ત્રીજી વ્યક્તિમાં દ્વેષ પ્રકટાવે છે. આ દ્વેષની લાગણીને લીધે કોઇ ફલ પ્રકટે વા ન પ્રકટે તો પણ દ્વેષની લાગણી ધરાવવા માટે તે ત્રીજી વ્યક્તિને કોઇ દોષ આપતું નથી. તેમ જ કાયદો પણ એક અધિક બળવાન્ વ્યક્તિ દ્વારા કોઇ ગુન્હો બળાત્કારથી કરાવે તો તે ગુન્હા માટે તે નબળી વ્યક્તિને ગુન્હેગાર ઠરાવતો નથી. આ સિદ્ધાંતને અનુસરીને જ કોઇ બનાવ કે જે મનુષ્ય જો સ્વતંત્ર ઇચ્છાથી કરે તો ગુન્હો થાય તેવો ગુન્હો પણ અકસ્માતને લીધે થાય, અર્થાત્ જે વ્યક્તિ દ્વારા તે બનાવ થયો નહિ હોય, પણ નહિ ધારેલા સંજોગોને લીધે જો તે બનાવ બન્યો હોય, અર્થાત્ તે ઇચ્છેલો નહિ હોય તો તેને તે વ્યતિકર માટે ગુન્હેગાર ગણવામાં આવતો નથી. આ રીતે તેમાં ઇચ્છા સ્વાતંત્ર્યવાદ સ્વીકારવામાં આવે છે એ સ્પષ્ટ થાય છે. ન્યાયની બીજી શાળાઓ પ્રતિ દૃષ્ટિ કરતાં પણ આ સિદ્ધાંતનું સમર્થન થાય તેમ છે.

हीरालाल जेकीसनदास कणीया.

ॐ श्री

# શ્રીશાંકરદર્શન અને સાધનસિદ્ધિ.

**विद्वान् नित्यसुखे तिष्ठेद्धिया चिद्रसपूर्णया ।**

**( સ્વાત્મનિરૂપણ )**

ચૈતન્યરસથી ભરેલી બુદ્ધિવડે અખંડ આનંદમાં વિદ્વાને રહેવું ઘટે છે.

---

સદ્ધર્મનિષ્ઠ બંધુઓ !

જે મહાપુરુષના જયંતીના પુણ્ય પ્રસંગે વ્યાખ્યાન આપવાનું મને નિમંત્રણ કરવામાં આવ્યું છે, તે શ્રીજગદ્દગુરુના પીઠઆગળ મારે તેમના સ્વયંપ્રકાશદર્શનસંબંધી વિવેચન કરવું તે સૂર્યને નીરાજનથી તૃપ્ત કરવા જેવું, અથવા સમુદ્રનું તેના જલની અંજલિ ભરી તર્પણ કરવા જેવું છે. નીરાજનવિધિ કરનાર અથવા તર્પણ કરનાર જે કંઈ ધર્મકર્મ કરે છે તે પોતાની વિશુદ્ધિઅર્થે જ કરે છે; ઉપાસ્યદેવના શોધનઅર્થે નહિ. શ્રીમદ્દ ભાષ્યકારની સ્તુતિ કરતાં વિદ્યારણ્ય સ્વામી યથાર્થ વદે છે કેઃ—

**क्षीराब्धिवासी सरसीरुहाक्षः ।**
**क्षीरं पुनः किं चकये न गोष्ठे ॥**

ક્ષીરસમુદ્રમાં રહેનારા કમલજેવાં નેત્રવાળા વિષ્ણુભગવાને શું ગોપિકાની ગૌશાળામાંના દુધની અપેક્ષા રાખી ન હતી? રાખી જ હતી. તેવી જ રીતે ક્ષણે ક્ષણે નવીનતાના ઉન્મેષને સ્ફુરાવતા શાંકર-દર્શનના કોઇ કોઇ કટાક્ષના મર્મને સ્પષ્ટ કરવાનો મારા જેવા સંસારીભક્તોનો પ્રયાસ કુચેષ્ટારૂપ નહિ ગણાય.

**स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम्—**

એ શ્રુતિઅનુસાર શ્રીશંકર ભગવાન્‌ના સઘળા ગ્રંથોના અભ્યાસના પરિણામમાં મને સમજાયું છે કે સ્વાધ્યાયપ્રવચનવિના વિકાસ પામતો નથી. તે પ્રવચન કરવામાં બે હેતુઓ શમાયેલા છે.

---

* ખંભાતમાં શ્રીશંકરજયંતીપ્રસંગે તા. ૪-૪-૧૯૧૯ ના રોજ આપેલા વ્યાખ્યાનનો સાર આ લેખમાં છે.

એક તો અધિક વિદ્વાન્‌ના અનુભવનો તે વડે સંવાદ થાય છે; બીજું અધીત પદાર્થના અને વાક્યાર્થના અસ્પષ્ટ અંશો પ્રકાશિત થાય છે.

પ્રવચન કરવામાં પણ મને અનુભવથી જણાયું છે કે પાંડિત્ય કરતાં બાલ્યભાવની પદ્ધતિ વધારે અનુકૂલ હોય છે. પાંડિત્યમાં સમાનશીલ સબ્રહ્મચારી ન હોય તો વક્તા અને શ્રોતામાં રસ જામતો નથી, અને વક્તાનાં વાક્યો માત્ર શ્રોતાના હૃદયને સ્પર્શ કરતાં નથી, પરંતુ તેના કાનની ગુહાસાથે અથડાઇ વક્તાપ્રતિ પાછાં ફરે છે. પાંડિત્યવાળી કથા અથવા ચર્ચા સમાન સંસ્કારવાળા શાસ્ત્રજ્ઞોને જ ઉપયોગી છે. બાલ્યભાવવાળી ચર્ચા કંઇક પ્રસાદવાળી હોય છે; અને તેનું અધિકારિમંડલ બહોળું હોઇ શકે છે.

સત્યનારાયણની કથામાં બાલકોને પ્રસાદ મળવાનો આનંદ જ આસનમાં સ્થિરતા આપે છે; અને સત્ય પરમાત્માસાથે કોઇ પણ પ્રકારનું છળ ન કરવું એવો સરલ બોધ બાળકો મેળવી શકે છે. પંડિતો અથવા "દુનીઆના ડાહ્યા" તે કથાની અર્થવાદમાં ગણના કરી કાઢે તેથી કંઇ બાલકોને સરલબોધ અને મિષ્ટ શીરો મળ્યા વિના રહેતો નથી.

બાળકો સત્વર સમાન ભૂમિકામાં બેસી શકે છે; તેમનાં અંતઃકરણ રાગદ્વેષવિનાનાં હોય છે; વક્તાના દોષોપ્રતિ તેમનું લક્ષ હોતું નથી. આથી તેઓ વિદ્યાગ્રહણમાં લૌકિક "ડાહ્યા" કરતાં ચઢીઆતા અધિકારી ગણાય છે. હું પોતે બાળક છું અર્થાત્ તત્ત્વદર્શનનો સતત અભ્યાસક છું. હું શાંકરદર્શનને "સારી રીતે જાણું છું"—એમ કહેવાનું સાહસ કરતો નથી; તેમ નથી જાણતો એમ પણ કહેતો નથી. જે કંઇ જાણું છું તેના ગર્મને મારી ભાગી તુટી વાણીમાં કહું છું.

શ્રી શાંકર દર્શનના તાત્પર્યને શ્લોકાર્ધમાં આપણા વિદ્વાનો જણાવી ગયા છે કેઃ—

**ब्रह्मसत्यं जगन्मिथ्या जीवोब्रह्मैव नापरः ॥**

(૧) બ્રહ્મસત્ય છે, (૨) જગત્ મિથ્યા છે, અને (૩) જીવ બ્રહ્મરૂપ જ છે અને જૂદો નથી.

આ ત્રિપદા ગાયત્રી શાંકર દર્શનની છે. હું આ ગાયત્રીનો તમને હૃદયમંત્ર જણાવવા માગું છું, અને પરિણામે શિરોમંત્ર પણ આપવા ધારૂં છું.

જે દેહનું હૃદય ધડકતું નથી તે દેહ ગમે તેવો સુંદર હોય પણ શબ જ ગણાય છે; તેમ ઉપરના ત્રણ સિદ્ધાન્તો વાણીમાં સુંદર રીતે આપણે વાચસ્પતિની પેઠે પ્રતિપાદન કરીએ, પરંતુ અનુભૂતિના રસથી આપણી હૃદ્ગુહા ભરાય નહિ, અને આપણા મનોમય અને વિજ્ઞાનમય કોશની નાડીઓ તે રસથી બન્નેને ધારણ ન કરે તો આપણું અધ્યયન શાંકરદર્શનનું માત્ર ખોખું જ જણાવી શકે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

શાંકરદર્શનનું હૃદય તેની સાધનશ્રેણીમાં છે, અને તેનું શિરસ્ જીવન્મુક્તિરૂપ સિદ્ધિમાં છે. શાંકરદર્શનનાં સાધનો મુઆ પછી સ્વર્ગરૂપ સુખને આપે તેવાં નથી. તેવાં સાધનોનો બોધ વેદનો પૂર્વકાંડ, અને જૈમિનિદર્શન કરે છે. વળી તે દર્શનનાં સાધનો **सर्वं दुःखं दुःखं । सर्वं क्षणिकं क्षणिकम्—सर्वं शून्यम् शून्यम्.** એ પ્રકારના બૌદ્ધદર્શનના નિર્વેદને, ક્ષણિકતાને અને શૂન્યતાને દર્શાવનારાં નથી. વળી આર્હત દર્શનની પેઠે **સ્યાદ્વાદ**ની મંજરીની શંકાશીલ સુગંધિ આપનારાં નથી; તેમાં સાંખ્યના પ્રકૃતિલયનો અથવા વિદેહપણાનો, પુનર્ભવને ઉત્પન્ન કરનાર યોગ નથી; અને તેમાં પોતાના અંતર્યામી આત્માશિવાય બીજા " પુરુષવિશેષરૂપ ઇશ્વરનું પ્રણિધાન કરવાનું કષ્ટ અથવા તટસ્થ ઇશ્વરના અનુગ્રહને મેળવવાનું દીનત્વ નથી.

શ્રીશંકરાચાર્યે પ્રસ્થાનત્રયીમાંથી અર્થાત્ ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રમાંથી તાત્પર્યનિર્ણયરૂપે જે દર્શન ઉપસ્થિત કર્યું છે તે જો કે શ્રૌત અર્થાત્ શ્રુતિના વાકયાર્થઉપર અવલંબે છે, તોપણ તેની કસોટી તર્ક અને અનુભવથી થઈ શકે તેવી છે. આ કારણથી શાંકરદર્શન કંઇ ભારતભૂમિના લોકનું, કે વેદાનુસારિ ધર્મ માનનારાનું જ છે એમ નથી. તે દર્શન સર્વદેશી, અને સર્વકાલમાં અબાધિત રહે તેવું છે: તેના અધિકારી હિંદુધર્મવિનાના પણ હોઇ શકે છે, જો કે હિંદુધર્મના વર્ણાશ્રમધર્મના અને યોગના પાલનવડે સરલતાથી તે અધિકારસંપત્તિ મેળવી શકાય છે: અને તેનું ફલ—આત્યંતિક દુઃખનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ—આ લોકમાં જીવન્મુક્તરૂપે પ્રત્યક્ષ અનુભવાય છે. આ તેના વ્યાપકસ્વરૂપને લઇને શાંકરદર્શન એક તત્વદર્શન છે; કેવલ ધર્મસિદ્ધાન્ત નથી. આ કારણથી આ દર્શનના દ્રષ્ટા ઋષિને જે "જગદ્‌ગુરુ"ના પદની પ્રાપ્તિ છે તે અન્વર્થ છે.

શ્રીશંકરાચાર્યે પોતાના દર્શનના સિદ્ધાન્તો પ્રસ્થાનત્રયીના ભાષ્યમાં સ્થળે સ્થળે ગુંથ્યા છે. બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયમાં શ્રુતિઓના તાત્પર્યનો ઉદ્ધાર સમન્વયથી કર્યો છે; બીજા અધ્યાયમાં તર્કવડે પરપક્ષોનું ખંડન કરી સિદ્ધાન્તનું અવિરોધપણે પ્રતિપાદન છે; ત્રીજા અધ્યાયમાં સાધનોનું નિરૂપણ અને ચોથામાં ફલનું પ્રતિપાદન છે. તેમના સ્વતંત્ર વિચારો સાધનો અને ફલસંબંધી પ્રકરણગ્રંથોમાં સારી રીતે દર્શાવાયા છે. શ્રીશંકરાચાર્યના પોતાના વિચારોનું હાર્દ સમજવામાં ઉપદેશસાહસ્રી, વિવેકચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ વિગેરે પ્રકરણો ઘણાં ઉપયોગી છે.

પશ્ચિમનાં અદ્વૈતગામી તત્ત્વદર્શનોકરતાં શાંકરદર્શનનું અદ્વૈત બે અંશમાં ચઢીઆતું છે:—(૧) પશ્ચિમમાં તત્ત્વવિદ્યા કેવલ બુદ્ધિના વિલાસરૂપે છે, અર્થાત્ જીવ, જગત્ અને ઈશ્વરના સ્વરૂપને સમજવામાં બુદ્ધિની તાલાવેલી તૃપ્ત કરવાનો તે પ્રયત્ન છે. શાંકરદર્શન પુરુષાર્થના સાધનરૂપ છે, બુદ્ધિવિલાસરૂપ નથી. બ્રહ્માત્મૈક્ય વસ્તુસ્થિતિ છે—સદ્રૂપ છે એટલું જ નહિ, પરંતુ તે પુરુષનિષ્ઠ છે અર્થાત્ ચૈતન્યરૂપ તે સ્થિતિ છે, અને તે સાથે નૈસર્ગિક આનંદરૂપા સ્થિતિ છે. સત્ય, પ્રિય અને હિતરૂપ આપણી બ્રહ્માત્મૈક્યરૂપા સહજા અવસ્થા છે. તે સહજા અથવા સ્વાભાવિકી સચ્ચિદાનંદરૂપા આપણી સ્થિતિ નિત્યસિદ્ધ છતાં અવિદ્યાવડે અપ્રાપ્તજેવી છે તેને વિદ્યાવડે પ્રકાશ કરી પ્રાપ્ત કરવાની છે.

(૨) પશ્ચિમની તત્ત્વવિદ્યા બુદ્ધિવિલાસરૂપ હોવાથી નૈતિક અને આધ્યાત્મિક ગુણોની સિદ્ધિપ્રતિ ખેંચાણ કરતી નથી; ત્યારે શાંકરદર્શનમાં પુરુષાર્થનો ખાસ સંબંધ હોવાથી બુદ્ધિની સૂક્ષ્મતાઉપરાંત હૃદયની નિર્મલતાઉપર વધારે ભાર દેવામાં આવે છે.

શાંકરદર્શનની સાધનશ્રેણીને આપણે ત્રણ ભૂમિકામાં ગોઠવી શકીએ એમ છે. શ્રીશંકરાચાર્યનાં સાધ્યો ત્રણ છે:—(૧) વિવિદિષા અર્થાત્ તત્ત્વજ્ઞાનની ઇચ્છા, (૨) વિદ્યા અર્થાત્ તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અને (૩) વિદ્યાપ્રતિષ્ઠા અર્થાત્ તત્ત્વજ્ઞાનની વર્તમાન જીવનમાં અનુભવાતી નિષ્ઠા. આજના પ્રસંગે આપણે વિવિદિષાનાં સાધનોનો માત્ર વિચાર કરીશું.

જેઓ કર્મકાંડનો અભ્યાસ કરે છે, અને યાવજ્જીવ વિહિત કર્મોને કર્યા કરે છે, તેઓ જ્યાં સુધી કર્મયોગને જાણતા નથી,

અથવા શ્રીમદ્ ભગવદ્ગીતાના શબ્દોમાં કહું તો **योगः कर्मसु कौशलम्**–કર્મોનો કુશલતાથી પ્રયોગ કરી શકતા નથી તેઓ આ લોક અને પરલોકનાં અભ્યુદયરૂપ ફલો ભલે મેળવે, પણ વિવિદિષા મેળવી શકતા નથી. સત્ય, પ્રિય અને હિતકર વસ્તુને જાણવાની ઉત્કટ ઇચ્છા અસત્ય, અપ્રિય અને અનર્થકર અવસ્તુનો વિવેક કર્યા વિના અને તેમાં હેયબુદ્ધિ અથવા વૈરાગ્ય ઉપજાવ્યા વિના ઉત્પન્ન થતી નથી. કદાચ બુદ્ધિની સૂક્ષ્મતાવડે અને શાસ્ત્રાભ્યાસવડે તેવી ઇચ્છા ઉત્પન્ન થાય તોપણ તે ઘાસના અગ્નિજેવી ક્ષણિક ઉપજી વિલાઇ જાય છે. સ્થિર વિજળીના દીવાજેવી તે ઇચ્છા હોતી નથી. આવી આગંતુક ઇચ્છાવાળા જ્ઞાનકુતૂહલિઓ હોય છે, પરંતુ તેવાને સાધનના અભ્યાસનો ત્રાસ હોય છે અને તેથી તેમના સંબંધમાં શ્રીશંકરાચાર્ય વદે છે કેઃ—

**कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।**
**तेऽप्यज्ञानितया नूनं पुनरायान्ति यान्ति च ॥**

બ્રહ્મવાર્તામાં કુશલ, પણ બ્રહ્માત્મૈક્યવૃત્તિવિનાના અને રાગાદિ દોષવાળા અજ્ઞાની જ ગણાય છે, અને તેથી જન્મમરણાદિ ભોગવે છે.

વેદના પૂર્વકાંડઉપર બંધાયેલી કર્મમીમાંસા અને શાંકરદર્શનના કર્મયોગનો વિવેક કરવાની અગત્ય છે. શ્રૌતસ્માર્ત કર્મનું યાવજ્જીવ અનુષ્ઠાન કરવું, કર્મનાં નિયત ઐહિક અને પારલૌકિક ફલો મેળવવાં એ જ વૈદિકાચારનું રૂપ જૈમિનિ આદિ આચાર્યોએ જણાવ્યું હતું. શાંકરદર્શનમાં વૈદિક આચાર અગત્યનો ખરો, પણ ફલપ્રવર્તક ઇશ્વર-સત્તાના ઉપર શ્રદ્ધાભક્તિવાળો અને ક્રમશઃ ફલાભિસંધિના ત્યાગવાળો તે આચાર ઇષ્ટ મનાયો છે. સત્કર્મો કરવાં, સદાચાર સેવવો, તે આપણા તથા જનતાના સુખને અર્થે, એ નીતિનું સૂત્ર છે. ધર્મનું સૂત્ર તે કેવલ નીતિના સૂતરના તાંતણાસાથે અમુક પ્રકારના સુવર્ણના તાંતણાની અપેક્ષા રાખે છે, અને તે કસબનો વાણો તે ઇશ્વરાર્પણ-બુદ્ધિ છે. શ્રૌતસ્માર્તકર્મો અથવા ઇષ્ટાપૂર્તકર્મો અથવા વર્ણાશ્રમધર્મોનું સવિશેષ પાલન વ્યવહારભૂમિકાની પ્રતિષ્ઠા આપનાર છે; પરંતુ પરમાર્થભૂમિકાના ખંડમાં લઇ જનારી નાની સામુદ્રધુનીઉપરની સેતુરૂપા એક સાધનશ્રેણી છે. અને તે ઇશ્વરાત્મામાં આસ્તિક્યબુદ્ધિ, અને ક્રિયા અને તેના ફલનું તે સર્વાન્તર્યામિને અર્પણ–એ બે સિદ્ધાન્તમાં શમાયેલી છે.

વેદાદિ શાસ્ત્રનું અધ્યયન કરી શાસ્ત્રયોનિ પરમાત્મા એ જ આપણા વાસ્તવ અંતર્યામિ આત્મા છે; વિશિષ્ટ શારીરાત્માના તે પ્રેરક છે, અને વિશિષ્ટ શારીરાત્મા ભોક્તા છે; ભોગ્ય જગત્ તે પરમાત્મા અથવા ઇશ્વરના માયામય સંકલ્પને અધીન વર્તે છે, અને તે સર્વાન્તર્યામી ઇશ્વરાત્માપ્રતિ સ્વસ્વરૂપનું અનુસંધાન કરવારૂપ ભક્તિને સેવવાથી પરમાર્થખંડમાં જવા આવવાની યોગ્યતાવાળા થવાય છે. જેઓ ઇશ્વરાત્મામાં શ્રદ્ધાભક્તિવિનાના છે તેમને પરમાર્થખંડમાં જવાનો અધિકાર નથી. તેઓ વ્યવહારખંડમાં જ માત્ર રહી શકે છે. જૈમિનિઆચાર્યના કર્માનુષ્ઠાનમાં અને શાંકરદર્શનના પ્રવૃત્તિધર્મમાં આ મોટો ભેદ છે.

વળી શાંકરદર્શનના ઇશ્વરસ્વરૂપમાં, ન્યાયવૈશેષિકના ઇશ્વરસ્વરૂપમાં અને પાતંજલયોગના ઇશ્વરસ્વરૂપમાં પણ ઘણો ભેદ છે અને તે લક્ષમાં રાખવા લાયક છે. જીવ, જગત્ અને ઇશ્વરની વાસ્તવ ત્રિપુટી માનનાર ન્યાયવૈશેષિકદર્શનમાં ઇશ્વર એક તટસ્થ સર્વજ્ઞ અને સર્વશક્તિવાળી સત્તા છે; પાતંજલદર્શનમાં પ્રકૃતિપુરુષના દ્વૈતમાં બહુ પુરુષોકરતાં જૂદા પ્રકારનો ક્લેશ, કર્મ, વિપાક અને આશયથી રહિત જે પુરુષ છે, તે ઇશ્વર છે. એવું મંતવ્ય છે. તેને ભાગવત સંપ્રદાયમાં પુરુષોત્તમ નામ આપી અને અવિભાગ અદ્વૈતમાં જીવોની યોનિતરીકે અર્થાત્ નારાયણરૂપે યજવામાં આવે છે. પરંતુ શાંકર દર્શનમાં ઇશ્વર કોઇ તટસ્થ સત્તા નથી, તેમ કોઇ નિરાળો નિયામક દેવ નથી, પણ સર્વ ભૂતપ્રાણીઓનો એક અંતર્યામી સાચો આત્મા છે. તે વિના અન્ય આત્મા નથી. અજ્ઞાનથી આવૃત વિશિષ્ટ ભોક્તા જીવનો તે સત્ય આત્માપ્રતિનો અભેદાનુભવ જ્યારે જાગે છે ત્યારે બંધનો અંત આવે છે. આ કારણથી શાંકર દર્શનનો ઇશ્વર જીવમાત્રનું વાસ્તવ અંતર્યામી સ્વરૂપ છે, બહારનો કોઇ તટસ્થ નિયંતા નથી, તેમ જીવનો ઉત્પાદક પિતારૂપ પણ તે નથી.

શાંકરદર્શનના અદ્વૈતવાદઉપર કેટલાક આક્ષેપ કરે છે કે જીવઇશ્વરના અભેદવાળા દર્શનમાં ભક્તિ અથવા પ્રેમને અવકાશ નથી. આ આક્ષેપ તે દર્શનના વાસ્તવ સ્વરૂપને સમજ્યા વિના ઉભો કરવામાં આવ્યો છે. શાંકરદર્શનમાં શારીરાત્મા અથવા જીવને ઇશ્વરાત્મારૂપે ઓળખવાનો ઉદ્દેશ છે. બંનેને ખોટા ઠરાવવાનો આશય નથી. ભરવાડના કુટુંબમાં સાચા રાજપુત્રને ઉછરવાનો પ્રસંગ આવ્યો હોય,

અને તે જેવી રીતે ભરવાડની અવસ્થામાંથી રાજપદને મેળવવા પ્રયત્ન કરે તેવો જીવનો ઈશ્વિરાત્મારૂપે પલટાવાનો વેગ છે. જો રાજપુત્ર સાચો ભરવાડ જ હોય તો તેમાં રાજપદની ઓળખ સંભવતી નથી; તેમાં પ્રત્યભિજ્ઞા કરવાનો વેગ સંભવતો નથી. તેવો ભરવાડ કૃત્રિમ વેગને ધારણ કરી રાજપદ મેળવે તો તે નિત્ય અને સ્થિર હોઈ શકે નહિ; પ્રકૃતિ તેનો સ્વીકાર કરે નહિ. પોતાના ખોટા રૂપનો મોહ ત્યજાવાથી અને સાચા આત્માને ઈશ્વિરરૂપે અનુભવવાના આવેશથી સાચા સ્વરૂપપ્રતિ વિશિષ્ટ શરીરીને અદ્ભુત પ્રેમ થવાનો સારી રીતે સંભવ છે. જેઓ આરોપિત રૂપ અને ગુણમાં પોતાપણાના અભિમાનવાળા હોય તેઓ તે રૂપમાં અને ગુણમાં રચી પચી રહે તે સ્વાભાવિક છે; પણ તે આરોપિત રૂપ અને ગુણનું ખોટાપણું જ્યારે તેને સમજાય ત્યારે પોતાના અનારોપિત સ્વરૂપપ્રતિ તે અધિક પ્રીતિ ધરાવે છે. ઉદાહરણ તરીકે જો મનુષ્યત્વને તમો તમારૂં સ્વરૂપ સમજતા હો, તો તમારા ઉપર દીવાન અથવા એવા કોઈ રાજ્યાધિકારવાળા આરોપિત રૂપમાં તમને મોહ હોવો ન ઘટે, અને સત્ય મનુષ્યત્વપ્રતિ પ્રીતિનો વેગ વધારી અધિકારના ગુણોકરતાં માનુષીગુણોપ્રતિ તમો આકર્ષાઓ હો. જનતા અથવા મનુષ્યસમુદાયપ્રતિનું કર્તવ્ય અને પ્રેમ તમારા મર્યાદિત અધિકારિપણાના રૂપપ્રતિના ગુણકર્મકરતાં ચઢીઆતું સમજી શકો છો. તમો આધિકારિક પદને આગંતુક સમજી સાચા મનુષ્યત્વથી ભ્રષ્ટ થતા નથી. જેઓ તેવું સમજી શકતા નથી તેઓ અધિકારમદમાં ફસાઈ અધિકારના અભાવે પેન્શન લીધા પછીના પ્રસંગે–કલેશવાળાં જીવન ભોગવે છે. એક જ વ્યક્તિ મનુષ્યત્વધર્મવાળી અને અધિકારિપણાવાળી હોય તો તે કયા રૂપપ્રતિ વધારે પ્રીતિથી પ્રવૃત્તિ કરનારી હોય ? ઉત્તર એજ કે:–વ્યાપક ધર્મવાળું જે મનુષ્યત્વ તેના પ્રતિ. વ્યાપ્ય જે અધિકારિપદ, તેના કરતાં અધિક પ્રીતિ સમજણવાળાને હોવી ઘટે છે. મોહવાળી વ્યક્તિ અધિકારીપદને મોટું માને, અને નિર્મોહ વ્યક્તિ મનુષ્યત્વને મોટું માને. આ જ ન્યાયે શારીરાત્મા અથવા જીવના દોષવાળા રૂપકરતાં અંતર્યામી વ્યાપક ઈશ્વિરાત્માપ્રતિ અનુસંધાન કરવામાં અધિક પ્રેમ જાગે છે. નિર્દોષ અસંસારી અંતર્યામી આત્મસ્વરૂપ સગુણ ઈશ્વર ગણાય છે, પણ તે સદોષ સંસારી બદ્ધવિશિષ્ટ જીવરૂપ કરતાં નિર્ગુણતત્ત્વસાથે અધિક સંબંધવાળું છે. શ્રીશંકરાચાર્ય બ્રહ્માત્મસાક્ષાત્કાર થવા પૂર્વે ઈશ્વિ-

ત્માનુસંધાનને આવશ્યક સાધન માને છે, અને કહે છે કેઃ—**ज्ञानसाधनसामग्र्यां भक्तिरेव गरीयसी** ॥ જ્ઞાનસાધનોની સામગ્રીમાં ભક્તિ જ ઉંચુ સ્થાન ભોગવે છે. અન્યત્ર વળી વદે છે કેઃ—

**श्रद्धाभक्तिध्यानशमाद्यैर्यतमानैः**
**ज्ञातुं शक्यो देव इहैवाशुय ईशः**
**दुर्विज्ञेयो जन्मशतैश्चापि विना तै**
**स्तं संसारध्वान्तविनाशं हरिमीडे.**

શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન, શમ વિગેરે સાધનોવડે આ અંતર્યામી ઈશ્વરાત્મા દેવ આ જન્મમાં જ જાણી શકાય છે, તે વિના અનંત જન્મે પણ જાણી શકાતો નથી.

આ અંતર્યામી ઈશ્વરાત્મામાં તથા ભોક્તા જીવની બુદ્ધિને પ્રકાશિત કરવાનો તથા નૈસર્ગિક અનુગ્રહ કરવાનો ધર્મ રહેલો **શ્રીશંકરાચાર્ય** સ્વીકારે છે. આ અંશમાં પાતંજલ દર્શનના ઈશ્વરના **सगुरूणामपि गुरुः कालेनानवच्छेदात्**—એ સૂત્રમાં વર્ણવેલા જ્ઞાનવડે અનુગ્રહ કરવાના સ્વભાવનો તેઓ સ્વીકાર કરે છે.

આ પ્રમાણે શાંકરદર્શનનો ઈશ્વર તટસ્થ નથી પણ અંતર્યામી ચેતન છે; તે કેવલ શાસ્તા અથવા નિયામક નથી, પરંતુ બુદ્ધિપ્રકાશક ચેતન છે; તે "પુરુષવિશેષ"રૂપ નથી અર્થાત્ ઘણા ચેતનોમાં એક વિલક્ષણ ધર્મવાળો ચઢીઆતો સચેતન પદાર્થ નથી પરંતુ વિશિષ્ટચેતનજીવોનો સાચો આત્મા છે, તે બિંબરૂપ ઈશ્વરાત્મા શારીરાત્માનો પ્રાપ્ય અથવા લક્ષ્ય પદાર્થ છે; તે સર્વ પ્રાણીઓ અથવા જંતુઓની બુદ્ધિ આદિ સર્વ ઉપાધિની ચેષ્ટાને સાક્ષીરૂપે જાણે છે એટલું જ નહિ પરંતુ તે તે ઉપાધિની વાસનાનુસાર વિશિષ્ટ ચેતનને બંધમોક્ષમાં પ્રેરક થાય છે; પ્રેરક થવામાં વિશિષ્ટ જીવના સર્વ સ્વાતંત્ર્યને લઇ લેતો નથી, અર્થાત્ બળવાન્ પવનવેગની પેઠે ધક્કો મારી જીવનો પ્રેરક થતો નથી, પરંતુ તેની બુદ્ધિઆગળ સર્વ શુભાશુભ કર્મવાસનાની વાડીનાં ફુલો રજુ કરે છે, અને સ્વેચ્છાથી ગમે તે ફુલ લેવા દે છે; તેવાં અનંત ફુલો લીધા છતાં જ્યારે ભોક્તાને શાંતિ થતી નથી ત્યારે તે ફુલોની માળાઓ અને ટોપલીઓને પ્રસારનાર ભીતરના માળીપ્રતિ નજર નાંખવાનું તેને લક્ષણાવડે ભાન કરાવે છે અને પાછું ફરીને જો વિશિષ્ટચેતન, પ્રેરક ઈશ્વર-

ચેતનને જુએ છે તો આ બે નરનારાયણરૂપ સખામાં નર ભોક્તાપણાથી છૂટે છે, અને નારાયણપદમાં ઠરે છે; અને નરની–ભોક્તાની ચેષ્ટા ઉપાધિયોગથી જો ચાલે છે તો તે અર્જુન અને કૃષ્ણના પ્રેર્ય અને પ્રેરકપણાના ભાનવાળી હોય છે, કંઇ દુર્યોધનજેવી કૃષ્ણના પ્રેરકપણાની અવગણનાવાળી હોતી નથી.

પ્રાણીમાત્રની બુદ્ધિઓનો પ્રકાશક, અને કર્મફલના પ્રવર્તાવનાર ઈશ્વરને શાંકરદર્શન નારાયણ નરોનું–જીવોનું–પરમ અયન અથવા નિવાસસ્થાન માને છે, અને તેથી તે પરમપ્રેમનો અથવા પરાભક્તિનો વિષય થઇ શકે છે. શ્રીશંકરાચાર્ય કર્માનુષ્ઠાનની સોનાની સાંકળને આ ઈશ્વરરૂપ સ્થાણુસાથે–ખીલા સાથે–જોડે છે, અને ઈશ્વરના સંકેતના નિમિત્તરૂપ જીવ છે તેથી શુભાશુભ કર્મના અને તેના ફલના અભિમાનને તે ધારણ કરવા યોગ્ય નથી અને તે અભિમાનનું અર્પણ ઈશ્વરાત્માનેજ કરવું ઘટે છેઃ આવી સમજણસહિત કર્માનુષ્ઠાન કરવાનું શીખવે છે. ફલાભિસંધિના ત્યાગપૂર્વક ઈશ્વરાત્માના અનુસંધાનસાથે પોતાનાં નિયત કર્મો વર્ણાશ્રમધર્મપ્રમાણે, શિષ્ટાચારપ્રમાણે, કરવાનો પ્રવૃત્તિયોગ શાંકરદર્શનના ભવ્ય મંદિરનો દૃઢ પાયો છે.

આ પ્રવૃત્તિયોગવડે ચિત્તના ક્લેશો પાકી જાય છે અને તેનો લેપ ચિત્તથી છૂટો પડે છે. તે ચિત્ત નિર્મલ દર્પણજેવું થાય છે, અને તેમાં ઈશ્વરાત્માના અનુગ્રહની વૃષ્ટિ ઠરે છે. તે નિર્મલ અને ભક્તિથી નમ્ર ચિત્ત અંતર્મુખ થવાની યોગ્યતાવાળું બને છે, અને વિશિષ્ટજીવ ઈશ્વરપ્રતિ આજસુધી જે આશ્રિતઆશ્રયભાવ સેવી પ્રયત્નશીલ થતો હતો તે ઈશ્વરપ્રતિ અહંગ્રહ ઉપાસના કરવા ઈશ્વરનો હું છું તેને બદલે ઈશ્વર મારૂં સ્વરૂપ છે એવા ચઢીઆતા આવેશને ધારણ કરતો થાય છે.

પ્રવૃત્તિધર્મનું આ ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવાનું રહસ્ય પૂર્વાચાર્યોએ શ્રુતિ તથા સ્મૃતિમાંથી જેવું જોઇએ તેવું તારવ્યું નહતું. તે તારવવાનું માન શ્રીશંકરાચાર્યની તાત્પર્યનિર્ણાયક બુદ્ધિને જ ઘટે છે.

શ્રીશંકરાચાર્યના અભિપ્રાયપ્રમાણે નિષિદ્ધ કર્મોનો ત્યાગ કરવા ઉપરાંત સકામ કર્મનો ત્યાગ અને વર્ણાશ્રમધર્મનાં નિત્ય નૈમિત્તિક કર્મો કરવાનો સદાગ્રહ છે. તેનું કારણ એ છે કે જે શાસ્ત્રવિહિત

કર્મોનાં નિયતફલ દર્શાવવામાં આવ્યાં છે તે ફલોપ્રતિ શાસ્ત્રજ્ઞાન મનને વધારે આકર્ષે છે, અને ઈશ્વરાર્પણબુદ્ધિનો યોગ જામવા દેતાં નથી. જ્યોતિષ્ટોમયાગ સ્વર્ગની ઇચ્છાવાળાએ કરવો—ઇત્યાદિ વિધિવાક્યો સ્વર્ગસુખની વાસના સુપ્ત હોય તેને જાગ્રત્ કરે છે. અને તેવી વાસનાથી તણાયેલા જીવો શાસ્ત્રથી પ્રતિપાદિત ફલ મેળવે છે પરંતુ તેમનું ચિત્ર ઉંચા અધિકારવાળું બનતું નથી. આ કારણથી **प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम्**—એ ન્યાયે કચરાથી મેલા થઇ ન્હાવાકરતાં કચરાને ન અડકવું વધારે સારૂં છે, એવું સમજી સકામ કર્મનો ત્યાગ કરવાનું તેમણે પ્રબોધ્યું છે. પરંતુ તે સાથે એવી પણ યુક્તિ તેમણે દર્શાવી છે કે નિયત ફલવાળાં કર્મો લોકહિતઅર્થે તે ફલની વાસનાવિના માત્ર ઈશ્વરપ્રીત્યર્થ સેવવામાં આવે તો તે યોગક્ષેમનું વહન કરવામાં ઉપયોગી થાય છે એટલું જ નહિ પણ ચિત્તશુદ્ધિરૂપ અમોઘ ફલ આપે છે.

અત્ર સ્વાભાવિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે જે કર્મના નિયત સ્વર્ગાદિ અદૃષ્ટ ફલ હોય, અથવા નિયત વૃષ્ટિ આદિ દૃષ્ટફલ હોય તેનું ચિત્તશુદ્ધિરૂપ બીજું ફલ શી રીતે મળે. આનું ઉત્તર એટલું જ કે જેમ અનુપાનભેદથી એક જ ઔષધ ભિન્ન ભિન્ન રોગનું નિવારક થાય છે તેમ અમુક ઇષ્ટફલસાથે જોડાયેલાં કર્મો ઈશ્વરાર્પણબુદ્ધિથી સેવાય છે ત્યારે તે પોતાનું નિયત ફલ આપે છે એટલું જ નહિ પણ ચિત્તશુદ્ધિરૂપ બીજું પણ ફલ આપે છે. એક ઉદાહરણથી આ મર્મ સમજાશે. સરકારે અમુક જમીન સારો ભરવાની સરતે ખાતામાં આપી. તે જમીન સુધારી તેનું ઉત્તમ પ્રકારનું બાગાયત ફલ લીધું. સારો બગીચો કર્યા પછી તે ખાતેદારે રાજ્યાધિકારીને નિમંત્રણ કરી બોલાવ્યા; તેનો સત્કાર કરી થોડાં ફલ અર્પણ કર્યાં. ખેતરની સુધારણનું નિયતફલ ખાતેદારને મળી ચૂક્યું છે; પરંતુ સેવ્યની બુદ્ધિમાં આ ખેડુતે કુશલતાનો અને ઉપકારનો સંસ્કાર નાંખ્યો. સેવ્યબુદ્ધિનો આ સંસ્કાર દુષ્કાલના સમયમાં વધારે તગાવી મેળવવામાં ઉપયોગી થઈ પડ્યો; અને બીજા ખેડુતો જે નિયતફલ મેળવે તેના કરતાં આ ખેડુત વધારે સાધનો મેળવી શક્યો.

કર્મો દૃષ્ટફલ અને અદૃષ્ટફલવાળાં હોય છે તેમાં દૃષ્ટફલવાળાં કર્મો પણ બે પ્રકારનાં હોય છે:—

(૧) એક તત્કાલ પરિપાક પામનાર અને (૨) કાળાન્તરે પણ દૃષ્ટજન્મમાં પરિપાક પામનાર. પહેલા પ્રકારનાં દૃષ્ટજન્ય વેદનીય કર્માશય ઇષ્ટાર્થસિદ્ધ કરી નિવૃત્ત થાય છે, જેવાં કે ભોજન, ગમન ઇત્યાદિ. આ શારીર કર્મો તૃપ્તિ અને સ્થાનપ્રાપ્તિને કર્મના અવધિ થતાંની સાથે જ આપે છે તેમાં પ્રેરકચેતન; કર્તાચેતન, ક્રિયા અને ફલની ધારા લાગલાગટ રેલવેગાડી જેવી હોય છે. બીજા પ્રકારનાં દૃષ્ટજન્મવેદનીય કર્માશય કર્મના અવધિએ કર્તાચેતનમાં અને કાર્યભૂમિમાં સંસ્કારરૂપે પડી રહે છે. અને તે વિપાકમાં કાલની અપેક્ષા રાખે છે. ખેતી કરવી, ઝાડ વાવવાં ઇત્યાદિ ક્રિયાઓનાં ફલ વર્તમાન જન્મમાં ભોગવી શકાય તેવાં હોય છે પરંતુ દેશકાલ અને ફલના વિભાગને જાણનાર ચેતનની તે અપેક્ષા રાખે છે. પ્રસંગે પ્રેરકચેતન અને કર્તૃચેતનનો સ્પષ્ટ યોગ હોય છે અને પ્રસંગે પ્રેરક ચેતન ગુપ્ત ભાગમાં રહે છે તે કર્મ કરવાના સ્થાને કર્તૃચેતનનો અભાવ હોય તોપણ ગમે તેને નિમિત્ત કરી કર્તૃચેતનને જ્યાં હોય ત્યાં ફલ આપે છે; તે ફલમાં પ્રતિબંધક હેતુઓને લઇ ન્યૂનાધિકપણું પણ થાય છે.

અદૃષ્ટજન્મવેદનીય કર્માશયનાં ફલ કેવલ ઇશ્વરચેતનને અધીન વર્તે છે. અને ફલોદયમાં કર્તૃચેતનનો અને ભોગ્યપદાર્થનો સંયોગ તે પ્રેરકતચેતન જ કરાવી શકે છે. જેઓ પ્રકૃતિમાં તેવું ફલપ્રવર્તક સામર્થ્ય માને છે તેઓ જાણ્યે અજાણ્યે પણ પ્રકૃતિમાં સચેતનતાનો સ્વીકાર કરે છે.

ઇશ્વરાર્પણભાવથી કરેલાં કર્મો–પછી તે શાસ્ત્ર અથવા લોકદષ્ટિથી નિયત ફલવાળાં હોય કે અનિયત ફલવાળાં હોય–તે નિયતફલ ઉપરાંત યોગક્ષેમરૂપ અનિયતફલ અને ચિત્તશુદ્ધિરૂપ સેવ્ય ઇશ્વરના બુદ્ધિના સંસ્કારથી ઉત્પન્ન થતા અનુગ્રહનું ફલ આપે છે. ઘણાં નિત્યકર્મો અનિયતફલવાળાં હોય છે. પોલીસનું રાત્રિએ નગરમાં ફરવાનું નિત્યકર્મ નિયતફલવાળું નથી; પરંતુ તે તેને સાવધાનતાની કસોટી આપે છે અને પ્રસંગે ચોર પકડવાવડે સેવ્યનો અનુગ્રહ પણ મેળવી આપે છે. આ પ્રમાણે નિત્યકર્મો ઇશ્વરાર્પણબુદ્ધિની સરાણઉપર ચઢાવ્યા પછી ઉંચા પ્રકારની કુશલતા, બુદ્ધિની શાંતિ, અને વિવેકપ્રજ્ઞાને ઉદય કરે છે.

ચિત્તશુદ્ધિરૂપ ફલ પ્રાપ્ત કર્યા છતાં પણ ખરી વિવિદિષા ઉત્પન્ન થતી નથી.

નિર્મલ દર્પણઆગળ ઉત્તમ આકૃતિ રજુ કરવામાં ન આવે

તો શુદ્ધ પ્રતિબિંબ તેમાં પડતું નથી એટલું જ નહિ પણ ખોટો પદાર્થ રજુ થાય તો તેનું ખોટાપણું વધારે પ્રકાશિત થાય છે. આથી ચિત્તને નિર્મલ કરવા ઉપરાંત તેનાં આલંબનોનો વિવેક કરવાની અગત્ય રહે છે. કયાં આલંબનોને અથવા ચૈત્યોને તે ચિત્તવડે ગ્રહણ થવા દેવાં એ બાબત શાંકરદર્શનમાં ભાર મૂકવામાં આવ્યો છે. તે એટલે સુધી કે ભેદોનો ખીચડો તેમાં નથી તેમ ભેદોને લોટ પણ ઇષ્ટ મનાયો નથી. આ દર્શન અદ્વૈતનું છતાં તેમાં જડતાનું અદ્વૈત નથી, તેમ જડ અજડનો અવિભાગ પણ નથી, પરંતુ વ્યાવહારિક દ્વૈતનો તેમાં શુદ્ધ વિવેક છે, અને પરમાર્થ અદ્વૈતઉપર તેની પ્રતિષ્ઠા છે. પરમાર્થ બ્રહ્મતત્ત્વની પીઠઉપર જગદ્વૈચિત્ર્યનું સુંદર ચિત્ર આ દર્શન સ્વીકારે છે, અને તે ચિત્રમાં અંગ ઉપાંગનો સુભગ સંનિવેશ સ્વીકારે છે.

દેહાદિમાં આત્મબુદ્ધિનું, અનિત્યમાં નિત્યપણાનું, અશુચિમાં શુચિપણાનું–ઇત્યાદિ અવળું ભાન અથવા અવિવેક દૂર કરવાનું શાંકરદર્શન પ્રબોધે છે. પ્રકૃતિ અને તેનાં કાર્યમાત્રથી પુરુષનું પૃથક્પણું અનુભવવાનું સાંખ્યનું છેવટનું સાધન શાંકરદર્શનના મંદિરનું પહેલું પગથીયું છે. "સત્ત્વપુરૂષ અન્યતાખ્યાતિ" એ પારિભાષિક લાંબા શબ્દવડે સાંખ્યદર્શન ચિત્તસત્ત્વ અને પુરુષનો અત્યંત વિવેક કરવાનું જણાવે છે તે આ દર્શનમાં "વિવેક" એટલા ટુંકા નામથી સમજાવવામાં આવે છે. પરંતુ અત્ર જણાવવું જોઇએ કે જેમ જૈમિનિના કર્માનુષ્ઠાન અને શાંકરદર્શનના કર્મયોગમાં ભેદ છે તેમ સાંખ્યની વિવેકખ્યાતિ અને શાંકરદર્શનના વિવેકમાં પણ ફેર છે. સાંખ્યાચાર્યનું તાત્પર્ય પુરુષને ચિત્તથી પૃથક્ પાડવામાં છે, ભેદજ્ઞાનમાં છે, જ્યારે શાંકરદર્શનમાં વિવેકનું તાત્પર્યમાત્ર ભેદજ્ઞાનમાં નથી પરંતુ વૈરાગ્યસિદ્ધિમાં તેનો ઉપયોગ છે.

પ્રકૃતિના પરિણામોનો સારો વિવેક કરી જાણનારા પ્રકૃતિના ઘણા નર્તનોમાં મોહ પામી ફસાયા છે. ઘણા સાંખ્યતત્ત્વવિદ્ પ્રકૃતિલીન અને વિદેહ પદમાં પડી ઐશ્વર્યની પ્રાપ્તિમાં તણાયા છે; અર્વાચીન વિજ્ઞાનવિદ્ પણ રાસાયણિક પૃથક્કરણો, અને પદાર્થવિજ્ઞાનના સ્વરૂપને સમજતા છતાં ક્ષુલ્લકપદાર્થના મોહમાં તણાય છે. આ કારણથી શાંકરદર્શનમાં તૃષ્ણાના ઉચ્છેદમાં–વૈરાગ્યમાં વિવેકનો વિનિયોગ કર્યો છે. ચઢીઆતાં ઐહિક અથવા પારલૌકિક સુખો ભોગવવામાં તે વિવેકનો વિનિયોગ નથી.

શાંકરદર્શનમાં વિવેકના પરિણામરૂપ વૈરાગ્યઉપર વિવિદિશા-સાધનોમાં ઘણો ભાર મૂકવામાં આવે છે. આ સાધન સાંખ્યદર્શન અને યોગદર્શનમાં ઘણું ઉંચું પદ ભોગવે છે. અભ્યાસ અને વૈરાગ્ય એ બે શબ્દોમાં સાંખ્ય અને યોગના સાધનોની પરિસમાપ્તિ છે. સાંખ્યયોગમાં વૈરાગ્ય—અપર અને પર એમ બે પ્રકારનો મનાય છે. તેમાં અપર વૈરાગ્યના ચાર વિભાગ પાડવામાં આવે છે-(૧) યતમાન, (૨) વ્યતિરેક (૩) એકેન્દ્રિય અને (૪) વશીકાર. શાંકરદર્શન વિવેકગર્ભ વૈરાગ્યની અપેક્ષા રાખે છે. દુઃખના પરિણામમાત્ર વૈરાગ્યની અપેક્ષા રાખતું નથી.

( અપૂર્ણ. )

**नर्मदाशंकर दे. महेता.**

# उपनिषद्सार.

જે શ્રીઇષ્ટસત્તાના પ્રસાદથી જ ઉપનિષદ્‌નું રહસ્ય સાધકના અંતરમાં પ્રકાશી સ્થિર થઇ રહે છે અને સાધકને સિદ્ધ બનાવે છે તે કરુણાસાગર ઇષ્ટ **શ્રીસદ્‌ગુરુ** પરમાત્માને આ લઘુ લેખના આરંભમાં પુનઃ પુનઃ સાષ્ટાંગ દંડવત્ પ્રણતિ સમર્પું છું.

**तं त्वौपनिषदं पुरुषं पृच्छामि**—તે ઉપનિષદ્‌ગમ્ય આત્મતત્ત્વ અથવા બ્રહ્મતત્ત્વના સંબંધમાં હું પૂછું છું. એ શ્રુતિપર ભાષ્ય કરતાં શ્રીમત્ શંકરાચાર્ય જણાવે છે કે બ્રહ્મતત્ત્વ ઉપનિષદ્‌ગમ્ય છે, ઉપનિષદ્‌વડે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થાય છે એમ નહિ પણ બ્રહ્મતત્ત્વનું જ્ઞાન ઉપનિષદ્‌માત્રથી જ થાય છે. આ પ્રમાણે તત્ત્વજ્ઞાનમાટે ઉપનિષદ્‌પર જ મુખ્ય ભાર દેવામાં આવે છે અને ઉપનિષદ્‌થી અન્ય સાધન એ માટે નથી એમ સૂચન કરવામાં આવે છે. આનું કારણ શું છે તે ઉપનિષદ્ પદનો વિચાર કરતાં સ્પષ્ટ થાય છે.

ઉપનિષદ્ શબ્દમાં ઉપ અને નિ એ બે ઉપસર્ગ છે અને સદ્ એ ધાતુ છે. શ્રીકઠોપનિષદ્‌ના પ્રસ્તાવનાભાષ્યમાં એ સદ્‌ધાતુના વિશરણ, ગતિ અને અવસાન એ ત્રણ અર્થ ભાષ્યકારે આપ્યા છે. અને એ ત્રણે અર્થવડે ઉપનિષદ્‌ગ્રંથવડે પ્રતિપાદ્ય જે વેદ્ય વસ્તુ અર્થાત્ આત્મતત્ત્વ તે સંબંધી વિદ્યાનું ગ્રહણ કરાય છે એમ જણાવ્યું

છે. તેવી રીતે જે મુમુક્ષુ છે, મોક્ષમાત્રની જ ઇચ્છાવાળા છે અને ઐહિક અને પારલૌકિક વિષયોમાં તૃષ્ણાથી રહિત થયા છે તેવા સાધકો ઉપનિષદ્ શબ્દવાચ્ય વિદ્યાને સેવન કરે છે (વિદ્યાની સમીપ જાય છે) અને તેમાં નિષ્ઠા રાખી સ્થિત થાય છે. તેમના અવિદ્યા વગેરે સંસારબીજને એ વિદ્યા નાશ કરે છે—વિશીર્ણ કરે છે તેથી એ સંસારબીજને વિશીર્ણ કરનાર વિદ્યા, ઉપનિષદ્પદવાચ્ય છે. આ રીતે સદ્ ધાતુનો વિશરણરૂપ અર્થ લઇએ તો બ્રહ્મવિદ્યા ઉપનિષદ્નો અર્થ છે અથવા સદ્નો અર્થ ગતિ લઇએ તો પૂર્વોક્ત મુમુક્ષુને એ વિદ્યા બ્રહ્મરૂપતારૂપ ગતિને પમાડે છે તેથી પણ એ વિદ્યા આ દ્વિતીય અર્થવડે ઉપનિષદ્પદવાચ્ય ઠરે છે. વળી એ ઉપનિષદ્માં અગ્નિવિદ્યા છે કે જેના સંબંધમાં દ્વિતીય વર માગવામાં આવ્યો છે. તે વિદ્યા પણ સ્વર્ગલોકની પ્રાપ્તિનું કારણ છે અને તેથી ગર્ભવાસ, જન્મ વગેરે વિવિધ ઉપદ્રવો જે લોકમાં પુનઃ પુનઃ પ્રવૃત્ત થયેલા છે તેનું અવસાદન કરે છે, તેને શિથિલ કરે છે. તેથી આ અવસાદનરૂપ અર્થવડે એ અગ્નિવિદ્યા પણ ઉપનિષદ્પદવાચ્ય છે.

આ પ્રકારે મુખ્યાર્થમાં ઉપનિષદ્ પદનો અર્થ વિદ્યા છે અને તેથી પછી જે ગ્રંથ એ વિદ્યાનું પ્રતિપાદન કરે છે, જેનાવડે એ વિદ્યા પ્રાપ્ત થાય છે તે ગ્રંથ પણ લક્ષણાથી ઉપનિષદ્ કહેવામાં આવે છે. આમ હોવાથી ઉપનિષદ્નો પાઠ કર, ઉપનિષદ્ ૧૦૮ છે કે ૧૪૯ છે, ઇત્યાદિ વાક્યો સંગતાર્થ છે. એ સર્વમાં ઉપનિષદ્ શબ્દ લક્ષ્યાર્થમાં વપરાયો છે. આ પ્રમાણે કઠોપનિષદ્ના પ્રસ્તાવનાભાષ્યમાં ઉપનિષદ્નો અર્થ કરવામાં આવ્યો છે.

શ્રી મુણ્ડકોપનિષદ્ની પ્રસ્તાવનામાં એવું કહેવામાં આવ્યું છે કે જે શ્રદ્ધા અને ભક્તિવડે સંપન્ન અધિકારીઓ આ બ્રહ્મવિદ્યાની સમીપ જાય છે, બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત કરે છે તેમના ગર્ભવાસ, જન્મ, જરા આદિ સંપૂર્ણ દુઃખોને એ વિદ્યા દૂર કરે છે અથવા એ વિદ્યા તે અધિકારીઓને બ્રહ્મ પ્રાપ્ત કરાવે છે, બ્રહ્મરૂપ કરી મુકે છે અને અવિદ્યા આદિ સંસરણ હેતુનો અત્યંત અવસાદ કરે છે, વિનાશ કરે છે, તેથી ઉપનિષદ એટલે બ્રહ્મવિદ્યા છે.

શ્રીતલવકારોપનિષદ્ભાષ્યમાં ઉપનિષદ્ એટલે પરમાત્મવિદ્યા એમ કહ્યું છે. તૈત્તિરીયોપનિષદ્ના ભાષ્યમાં કહ્યું છે કે **परं श्रेयः अस्यां निषण्णम्** પરમશ્રેયસ્ આ ઉપનિષદ્રૂપ બ્રહ્મવિદ્યામાં જ રહેલું

છે, એના વડેજ પમાય છે. બૃહદારણ્યકોપનિષદપરના ભાષ્યમાં કહ્યું છે કે **सेयं ब्रह्मविद्या उपनिषच्छब्दवाच्या तत्पराणां सहेतोः संसारस्य अत्यन्तावसादनात्**—આ બ્રહ્મવિદ્યા ઉપનિષદ્શબ્દ-વાચ્ય છે કેમકે એ વિદ્યામાં જે સાધકો તત્પર રહે છે; જે એને પરાયણ થાય છે, તેમના સંસાર તથા તેના હેતુ બંનેને એ વિદ્યા અત્યંત નાશ કરે છે. ઇત્યાદિ.

આ પ્રમાણે વિવિધ સ્થળના ભાષ્યમાં શ્રી શંકરાચાર્યે ઉપનિ-ષદ્ શબ્દનો અર્થ બ્રહ્મવિદ્યા કર્યો છે અને ગતિ, વિશરણ અને અવસાધન એ ત્રણ અર્થવાળા સદ્ ધાતુપરથી એ શબ્દની ઉત્પત્તિ કરી છે.

પાશ્ચાત્ય વિદ્વાનોનું એવું કહેવું છે કે આ ત્રણ અર્થવાળા **सद्** ધાતુપરથી કરેલી વ્યુત્પત્તિ એ ઉપનિષદ્‌ના તાત્પર્યાર્થને સૂચવે છે એ સાચું છે, પણ એ વ્યુત્પત્તિતરીકે બરાબર નથી. આરણ્યક ભાગમાં અનેક શબ્દોના તાત્પાર્યાર્થને લાગુ પડે એવી રીતે આમ જ વ્યુત્પત્તિ કરેલી છે, પણ ભાષાના નિયમથી વ્યુત્પત્તિ કહેવાય તેવી એ વ્યુત્પત્તિ નથી. ઉપનિષદોનું તાત્પર્ય આ સંસારના મૂલભૂત અજ્ઞાનને નાશ કરવાનું છે એ સાચું છે. પણ તેમની વ્યુત્પત્તિ ઉપરના ત્રણ અર્થવાળા સદ્ધાતુપરથી થયેલી હોય એમ જણાતું નથી. પણ બેસવું એ અર્થવાળા સદ્ધાતુપરથી એ શબ્દ સધાયો છે. તેથી ઉપ એટલે પાસે, સમીપમાં, નિ એટલે નીચે અને સદ્ એટલે બેસવું એ અર્થને અનુસરી ગુરુના ઉપદેશને શ્રવણ કરવા નીચે ગુરુની સમીપ બેઠેલો શિષ્ય અથવા શિષ્યનો સમાજ એ અર્થ ઉપનિષદ્ પદનો છે.

સદ્ ધાતુને ઉપ ઉપસર્ગને લગાડી કરેલો પ્રયોગ ઋગ્વેદના સૂક્તમાં પણ મળે છે. **तपसा इह उपसीदत**—એ પ્રમાણે ઋગ્વેદ ૯—૧૧—૬ ની ઋચા છે.

છાંદોગ્યોપનિષદ્‌માં **अथ मा प्रातर् उपसीदथः**—ઉપદેશમાટે મારી પાસે કાલે સવારે આવો—એવો પ્રયોગ છે. ગોભિલીય ગૃહ્યસૂત્ર આદિ સ્થળે શિષ્યે ગુરુપાસે કેવી રીતે બેસવું તેને જણાવનાર **उपसद्** ધાતુ વપરાયો છે.

આ પ્રમાણે ઉપ ઉપસર્ગસહિત બેસવું એ અર્થવાળો **सद्** ધાતુ વપરાયો છે. એ સાચું છે કે ઉપ અને નિ એ બંને ઉપસર્ગ-

વાળો સદ્ ધાતુ વપરાયો હોય તેવું કોઇ સ્થળે મળી આવેલું નથી. **उपनिषादित्; न्यतिषसाद** ( ઐ. આ. ) ઇત્યાદિ પ્રયોગો છે પણ ત્યાં ભિન્ન અર્થ ભાષ્યકારોએ કરેલા છે. આમ છતાં ઉપનિષદ્ એ શબ્દ ઉપનિષદોમાં વપરાયેલો જણાય છે. અને ત્યાં તે તે ગ્રંથના નામશિવાય તેના આ ચાર અર્થ જોવામાં આવે છેઃ-(૧) રહસ્ય અથવા ગુપ્ત પ્રતિપાદન, (૨) એનાવડે ઉત્પન્ન થયેલું જ્ઞાન, (૩) આ જ્ઞાનના અધિકારી માટે અવશ્ય પાલન કરવાના નિયમો અથવા વ્રતો અને (૪) ઉપનિષદ્ કહેવાતા ગ્રંથો. કેનોપનિષદ્‌માં (૪-૭) કહ્યું છે કે **उपनिषदं भो ब्रूहीत्युक्ता त उपनिषद् ब्राह्मीं वाव त उपनिषदमब्रूमेति ।** તેં મને ઉપનિષદ્ કહેવાનું કહ્યું તે પ્રમાણે તને ઉપનિષદ્ કહીં; તને બ્રાહ્મી ઉપનિષદ્ મેં કહી છે અર્થાત્ બ્રહ્મનું રહસ્ય સમજાવ્યું છે.

તૈત્તિરીયોપનિષદ્‌માં ( ૧-૩ ) કહ્યું છે કે **अथातः संहिताया उपनिषदं व्याख्यास्यामः**—હવે સંહિતાની ઉપનિષદ્‌નું વિવેચન કરીએ છીએ. આમ કરીને પાંચ અધિકરણાદિનું પરિગણીત કર્યું છે.

છાંદોગ્યોપનિષદમાં ( ૧-૧૩-૪ ) કહ્યું છે કે **दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहो**—જે આ પ્રમાણે સામની ઉપનિષદ્ જાણે છે તેને વાગ્ કામધુક્ થઇ રહે છે. અહિં પૂર્વે વિવિધ સામાવયવની ઉપાસનાનું પ્રતિપાદન છે.

એ જ ઉપનિષદ્‌માં (૩-૧૧-૩ ) કહ્યું છે કે **न हवा अस्मा उदेति न निम्लोचति सकृद् दिवा हैवास्मै भवति य एतामेवं ब्रह्मोपनिषदं वेद** બ્રહ્મોપનિષદને જે આ પ્રકારે જાણે છે તેને માટે સૂર્ય ઉદય પામતો નથી અને અસ્ત પણ થતો નથી અર્થાત્ તેને માટે સદા દિવસ જ રહે છે.

એ જ ઉપનિષદમાં ત્યારે ઇન્દ્ર અને વિરોચન પ્રજાપતિના ઉપદેશને બરાબર સમજ્યા નહિ ત્યારે ( ૮,૮,૪ ) **प्रजापतिरुवाचाऽनुपलभ्यात्मानमननुविद्य व्रजतो यतर एतदुपनिषदो भविष्यन्ति देवा वाऽसुरा वा ते पराभविष्यन्ति इति ।** આ બંને દેવરાજ ઇન્દ્ર અને અસુરરાજ વિરોચન—આત્માને યથાવત્ જાણ્યા વિના અને સમજ્યા વિના જાય છે તેથી એમની પાસેથી દેવો કે અસુરો જે એ ઉપનિષદ્‌ને ( આત્માના આવા સ્વરૂપને ) જાણી એવા જ્ઞાન અને નિશ્ચયવાળા થઇ રહેશે તેઓ ભ્રષ્ટ થશે.

એ જ ઉપનિષદ્‌માં ( ૧-૧ ) ઉદ્ગીથ અર્થાત્ ૐકારનો ગુપ્ત અર્થ સ્પષ્ટ કર્યા પછી–કહેવામાં આવ્યું છે કે **यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ।** જે પુરુષ વિજ્ઞાનથી યુક્ત થઇને અને શ્રદ્ધાસંમ્પન્ન થઈને તથા ઉપનિષદ્‌થી યુક્ત થઇને ( રહસ્યજ્ઞાનથી અથવા યોગથી યુક્ત થઇને ) કર્મ કરે છે તે કર્મ વિશેષ બલવાળું થાય છે.

આ આદિ સ્થળે ઉપનિષદોમા ઉપનિષદ્ શબ્દનો પ્રયોગ આવે છે અને ત્યાં ઉપરના ચાર અર્થમાંથી કોઇ કોઇ અર્થમાં એ શબ્દ વપરાયેલો જણાય છે તેથી ઉપનિષદ્‌માં આ ચાર અર્થ છે. આ પ્રમાણે પાશ્ચાત્ય વિદ્વાનોમાંથી ઘણાનું માનવું છે.

હવે આપણે ઉપનિષદોપ્રતિ દૃષ્ટિ નાંખીએ છીએ તો તેમાં મુખ્ય-પણે પ્રતિપાદન આ રીતનું છે એમ જણાય છેઃ–પ્રથમ બ્રહ્મનું પ્રતિ-પાદન હોય છે, ત્યાર પછી બ્રહ્મના માહાત્મ્યનું પ્રતિપાદન હોય છે, પછી બ્રહ્મજ્ઞાનમાટે આવશ્યક ઉપાસનાનું દર્શન કરાવ્યું હોય છે. અને તે સાથે ઉપાસનાનું અવાન્તર ફલ કહેવામાં આવેલું છે. અહિં એવો આશય નથી કે આ ત્રણ અંશોનું સર્વ ઉપનિષદોમાં આક્રમમાં જ પ્રતિપાદન છે, પણ એટલો જ આશય છે કે આ ત્રણે અંશોનું તેમાં પ્રતિપાદન હોય છે. આ ત્રણે અંશોનું જે જે ઉપનિષદોમાં પ્રતિ-પાદન છે તે પૂર્ણ ઉપનિષદ્ કહેવાય છે. એ સાચું છે કે કોઇ કોઇ ઉપનિષદ્‌માં આ ત્રણને બદલે ઓછા અંશનું જ પ્રતિપાદન છે અને કોઇમાં તો માત્ર બ્રહ્મનુંજ પ્રતિપાદન હોય છે. બ્રહ્મનું જેમાં પ્રતિ-પાદન નથી એવી કોઈ પણ ઉપનિષદ નથી. છતાં આ ત્રણ અંશ મળે છે ત્યારે જ ઉપનિષદ્ પૂર્ણ કહેવાય છે અને તેથી જ્યાં એ ત્રણ-માંથી ઓછા અંશ હોય છે ત્યાં બાકીના અંશો તેને વેદની બીજી ઉપનિષદ્‌માંથી પુરા કરી લેવાના હોય છે. કર્મકાણ્ડમાં આ જ રીતે ત્રણ અંશો હોય છે. પ્રથમ તે તે કર્મનો વિધિ હોય છે, પછી તેના માહાત્મ્યને જણાવનાર અર્થવાદ હોય છે, અને પછી તેની ઇતિકર્ત-વ્યતાને જણાવનાર સાધનનું પ્રતિપાદન હોય છે. જ્ઞાનકાંડરૂપ ઉપ-નિષદોમાં પણ તેથી આવી રીતે ત્રણ અંશો હોવાથી જ એ બંને કાણ્ડનું સામ્ય છે.

છાંદોગ્ય ઉપનિષદ્, બૃહદારણ્યકોપનિષદ્ આદિ મોટી મોટી વિસ્તૃત ઉપનિષદો છે તેમાં તો અનેકવાર આ શૈલી અને આ ત્રણ

અંશોની ઉપલબ્ધિ થાય છે. ઉદાહરણરૂપે છાંદોગ્યોપનિષદ્‌ના ૬ અધ્યાયમાં **सदेव सोम्य** ઇત્યાદિથી સદ્‌બ્રહ્મનું પ્રતિપાદન કર્યું છે, પછી એના માહાત્મ્યને જણાવનાર જગતની એમાંથી જ ઉત્પત્તિ થઇ છે એ વર્ણવ્યું છે, પછી એની ઉપાસના કહેવામાં આવી છે અને તેના અવાન્તર ફલને દર્શાવનાર અર્થવાદ પણ કહેવામાં આવ્યો છે. મોટી ઉપનિષદોમાં આમ છે એમ નથી પણ નાની ઉપનિષદોમાં પણ આ જ ઉપલબ્ધ થાય છે. તલવકાર અથવા કેન ઉપનિષદ્ નાની છે છતાં તેમાં ૧-૧૩ સુધી બ્રહ્મસ્વરૂપનું વર્ણન છે, ત્યાર પછી ૧૪-૨૮ સુધીમાં બ્રહ્મના માહાત્મ્યને જણાવનાર આખ્યાયિકા છે ત્યાર પછી ૨૯-૩૦ માં બ્રહ્મજ્ઞાનમાટેની આવશ્યક ઉપાસના છે અને ૩૧ માં એ ઉપાસનાના અવાન્તર ફલને જણાવનાર અર્થવાદ છે.

મુક્તિકોપનિષદ્‌માં કહ્યું છે કે **माण्डुक्यमेकमेवालं मुमुक्षूणां विमुक्तये। तथाप्यसिद्धं चेज्ज्ञानं दशोपनिषदं पठ। तथापि दृढता नोचेद् विज्ञानस्याञ्जनासुत। द्वात्रिंशाख्योपनिषदं समभ्यस्य निवर्तय। विदेहमुक्ताविच्छा चेदष्टोत्तरशतं पठ॥** મુમુક્ષુને મુક્તિ સિદ્ધ કરવા માટે માણ્ડુક્ય એ એક જ ઉપનિષદ્ પૂરતી છે, સમર્થ છે. એમ છતાં જો માણ્ડુક્યથી તત્ત્વજ્ઞાનની સિદ્ધિ નહિ થાય તો તેણે ઇશાવાસ્યાદિ દશ ઉપનિષદ્‌નો અભ્યાસ કરવો. તે કર્યા છતાં પણ જ્ઞાનની દૃઢતા નહિ થાય અર્થાત્ દૃઢ અપરોક્ષ તત્ત્વસાક્ષાત્કાર નહિ થાય તો તેણે ૩૨ ઉપનિષદ્‌માં ગણવામાં આવતી ઉપનિષદોનું અધ્યયન કરવું અને સત્વર વિદેહકૈવલ્યની પ્રાપ્તિ કરવી હોય તો ૧૦૮ ઉપનિષદોનો અભ્યાસ કરવો. આ મુક્તિકોપનિષદ્‌ની શ્રુતિથી સ્પષ્ટ સમજાય છે કે ૧૦૮ ઉપનિષદ્‌માં ૩૨ મુખ્ય છે, ૩૨ માં ૧૦ વિશેષ મુખ્ય છે અને ૧૦ માં પણ માણ્ડક્યોપનિષદ્ સૌથી અધિક મુખ્ય છે. એ મુખ્યતમ માણ્ડુક્યોપનિષદ્‌માં જોવામાં આવશે તો જણાશે કે એ બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ ઉપાસનાથી જ શરુ થાય છે. એમાં આરંભમાં જ **ओमित्येतदक्षरमिदंसर्वं तस्योमव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोंकार एव।** ઇત્યાદિથી કહ્યું છે કે આ સર્વ વિશ્વ તે ૐકારરૂપ અક્ષર જ છે; જે હતું, જે છે તથા જે થનાર છે તે સર્વ ૐકાર જ છે, ઇત્યાદિ. આમ કહી એ પ્રણવની જ ચતુષ્પાદ કલ્પના કરી ઉપાસનાનું વિધાન કરવામાં આવ્યું છે.

આ પ્રકારે ઉપનિષદોમાં મુખ્ય પ્રાતિપાદ્ય બે વિષય છે એ સ્પષ્ટ થાય છે: [૧] બ્રહ્મજ્ઞાન અને [૨] ઉપાસના અથવા બ્રહ્મવિદ્યા. ઉપનિષદ્‌માં **विद्** ધાતુનો પ્રયોગ સહસ્રશઃ કરવામાં આવેલો છે અને ત્યાં ઉપાસના જ એનો અર્થ થાય છે. **य एवं वेद, य एवं वेद.** એવાં વાક્યો અનેકવાર આવે છે અને તે સર્વનો અર્થ—જે આ પ્રમાણે ઉપાસના કરે છે—એવો જ થાય છે અને જે આ જાણે છે એવો થતો નથી. તેથી બ્રહ્મવિદ્યા એ ઉપાસનાનો જ પર્યાય છે. આ બેમાં બ્રહ્મ અને તેની ઉપાસનામાં બ્રહ્મનું સ્વરૂપ જણાવનાર વાક્યો સ્પષ્ટ છે અને **अयमात्मा ब्रह्म** આ આત્મા તે બ્રહ્મ છે ઇત્યાદિ જીવ અને બ્રહ્મનું ઐક્ય જણાવનાર વાક્યો પણ સ્પષ્ટાર્થવાળાં જ છે. એથી ઉલટું જે ઉપાસનાપ્રતિપાદકવાક્ય છે તે જ દુર્બોધ છે. તે તે ઉપાસનામાં શું શું કર્તવ્ય છે, કોણે ક્યારે કેવા પ્રકારથી તે તે ઉપાસના કરવી તે સ્પષ્ટ કરવામાં આવ્યું નથી. તેથી એમ સમજાય છે કે એ સ્પષ્ટીકરણ એ ઉપાસનાના ઉપદેશ કરનાર સદ્‌ગુરુમાટે અવશિષ્ટ રાખેલું છે. આ બે અંશમાં કર્તવ્ય શોધનાર સાધકની દૃષ્ટિથી ઉપાસનારૂપ સાધનની જ પ્રધાનતા છે, સારરૂપતા છે એમ કહેવામાં આવે તો તે યોગ્ય જ છે. કારણ કે જેમ કર્મકાણ્ડમાં તે તે કર્મના નામમાત્રથી ફલની પ્રાપ્તિ થતી નથી પણ તે તે કર્મની ઇતિકર્તવ્યતાના જ્ઞાનથી જ પછી તે કર્મ કરી ફલની પ્રાપ્તિ કરાય છે તે જ પ્રમાણે જ્યાંસુધી ઉપાસનારૂપ સાધનની સિદ્ધિ નથી કરવામાં આવી, ત્યાંસુધી ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલું બ્રહ્મજ્ઞાન કદાપિ પ્રાપ્ત થતું નથી. તેથી સાધનની પ્રધાનતા જ સર્વત્ર મનાય છે માટે આ બે અંશમાં ઉપાસનાની જ પ્રધાનતા કર્તવ્યદૃષ્ટિથી જાણવી ઘટે છે. જો ઉપાસનાવિના જ બ્રહ્મજ્ઞાન થઈ શકતું હોત તો પ્રત્યેક ઉપનિષદ્ પ્રાયશઃ જે ઉપાસનાનો ઉપદેશ છે તે કરવામાં નહિ આવ્યો હોત. તેથી ઉપનિષદ્‌નું તાત્પર્ય સ્પષ્ટ જણાય છે કે અકૃતોપાસ્તિ પુરુષને માટે બ્રહ્મજ્ઞાન નથી પણ જેણે બ્રહ્મજ્ઞાન મેળવવું છે તેને માટે રાજમાર્ગ તે ઉપાસના જ છે. આમ વિવક્ષા કરીને જ તે તે વૈદિક ઉપાસનાનું એ ઉપનિષદોમાં પ્રતિપાદન છે. ઉપાસના આ પ્રમાણે આવશ્યક હોવાથી જ, જેમ યજ્ઞયાગાદિનાં સાધનવિના તે તે કર્મની સિદ્ધિ થતી નથી તેમ, એના વિના બ્રહ્મજ્ઞાન થતું નથી. આજકાલ અનેક મનુષ્યો ઉપનિષદોનાં અનેક પારાયણ કરે છે, ઉપનિષદ્‌ના બ્રહ્મજ્ઞાનને પ્રતિપાદન કરનાર

યોગવાસિષ્ઠ, આત્મપુરાણાદિ નાનાવિધ ગ્રંથોની દશ દશ કે વીશ વીશ આવૃત્તિ કરે છે, આખો જન્મ એ ગ્રંથોના વ્યાખ્યાનમાં કેટલાક ગાળે છે વગેરે, છતાં તેમને બ્રહ્મજ્ઞાનની સિદ્ધિ દૃષ્ટ થતી નથી અને માત્ર વાચકજ્ઞાન કહેવામાં આવે છે ત્યાં જ તેઓ અટકેલા હોય છે તેનું કારણ આ જ છે કે તેમણે વૈદિક ઉપાસનાનું સેવન કર્યું નથી.

ઉપાસના બે પ્રકારે બ્રહ્મજ્ઞાનની ઉપકારક થઇ રહે છે. એક તો બ્રહ્મજ્ઞાનને યોગ્ય અંતઃકરણ એ રચે છે. જેમ કોઈ ચાક્ષુષ પદાર્થને જોવો હોય છે તો તે પદાર્થની અપેક્ષાએ અમુક રીતે ચક્ષુષ્નું સ્થાપન કરવું પડે છે અને ચક્ષુષ્માં અમુક અમુક ધર્મો હોવા જોઇએ છે અને તેમ હોય છે તો જ તે ચક્ષુષ્ તે પદાર્થને જોવા સમર્થ થાય છે તે પ્રમાણે અંતઃકરણની અમુક સ્થિતિ હોય તો તે જ અંતઃકરણમાં અનાદિપ્રવૃત્ત અજ્ઞાનરૂપ અવિદ્યાનો ઉચ્છેદ થઇ સ્વયંપ્રકાશ બ્રહ્મતત્ત્વને ગ્રહણ કરવાની યોગ્યતા આવે છે અર્થાત્ તે અંતઃકરણમાં બ્રહ્મતત્ત્વનો પ્રકાશ થાય છે. આ અપેક્ષિત યોગ્યતા આ વૈદિક ઉપાસના આણે છે, એ માટે જ એનું ત્યાં ત્યાં વિધાન છે. તેથી આ એક પ્રકારે એ જ્ઞાનની ઉપકારક છે. અથવા તો સૂતસંહિતામાં કહ્યું છે તેમ બ્રહ્મજ્ઞાન શ્રી મહેશ્વરના પ્રસાદથી જ થાય છે. સૂતસંહિતાના ચતુર્થ યજ્ઞવિભવખંડમાં કેનોપનિષદ્ના વ્યાખ્યાનના પ્રકરણમાં (ચતુર્થાધ્યાયમાં) કહ્યું છે કે—

प्रसादे सति विज्ञातुं शक्यते परमेश्वरः ।
प्रसादेन विनानैव शक्यते सर्वजन्तुभिः ॥११५॥
प्रसादेन विना विष्णुर्न जानाति महेश्वरम् ।
तथा चाहं न जानामि देवताः सकला अपि ॥११६॥
प्रसादस्य तु सिद्ध्यर्थं खलु सर्वे सुरर्षभाः ।
प्रसादेन विना देवं ये जानन्ति सुरर्षभाः ॥
ते जानन्ति विना घ्राणं गन्धं हस्तेन केवलम् ॥११७॥

શ્રી મહેશ્વરનો પ્રસાદ—અનુગ્રહ થાય છે ત્યારે પરમેશ્વરનું જ્ઞાન થઇ શકે છે અને એ અનુગ્રહવિના કોઇ પણ પ્રાણી પરમાત્માને જાણી શકતો નથી; એ અનુગ્રહવિના શ્રી વિષ્ણુ ભગવાન્, હું તથા સર્વ દેવો એમાંથી કોઇ પણ પરમેશ્વરના જ્ઞાનને પામી શકતા નથી. એ અનુગ્રહની પ્રાપ્તિઅર્થે જ સર્વ સાધનો છે—એ અનુગ્રહવિના જે પરમેશ્વરને જાણી શકે છે તેઓ ઘ્રાણવિના કેવલ હસ્તવડે જ

ગંધને પણ જાણે છે. અર્થાત્ જેમ ઘ્રાણવિના કેવલ હસ્તવડે ગંધનું જ્ઞાન થવું અસંભવિત છે તેમ શ્રી ઇષ્ટના અનુગ્રહવિના પરમેશ્વરનું જ્ઞાન થવુ પણ અસંભવિત છે. આ પ્રમાણે સૂતસંહિતામાં છે એટલું જ નહિ પણ શ્રુતિ પોતે પણ **यमेवैष वृणुते**–પરમેશ્વર જેને ધારે છે તેને જ પોતાનું સ્વરૂપ પ્રકાશે છે ઇત્યાદિ વચનોવડે પરમાત્મજ્ઞાન પરમેશ્વરના અનુગ્રહપર જ આધાર રાખે છે એ સ્પષ્ટ કરીને કહે છે. એ અનુગ્રહની પ્રાપ્તિ આ ઉપાસનાવડે થાય છે તેથી એ ઉપાસના અનુગ્રહની પ્રાપ્તિદ્વારા બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ છે. આમ બંને રીતે ઉપાસના જ બ્રહ્મજ્ઞાનના ઉપકારકરૂપ છે.

એ ઉપાસનાવિષયમાં બ્રહ્મસૂત્રમાં પણ વિવેચન કર્યું છે અને એ ઉપાસના સફળ કરવી કે શી રીતે તે વિચારનો ત્યાં પ્રસ્તાવ કર્યો છે. ત્યાં ચતુર્થાધ્યાયમાં **आवृत्तिरसकृदुपदेशात्** ॥૪-૧-૧॥ ઇત્યાદિ સૂત્રોથી એ સ્પષ્ટ કર્યું છે કે જેમ ભાત કર્યા સુધી ખાંડવાનું હોય છે કે જ્યાં સુધી તેમાંથી ચોખા તણ્ડુલ નીકળે ત્યાંસુધી, તેમ આ ઉપાસનાનું ફલ બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કાર છે. તેથી એ ફલની સિદ્ધિ થઈ રહે ત્યાંસુધી એ ઉપાસનાની આવૃત્તિ કર્યા કરવાની છે. તેમાં જો આ જન્મમાં જ એ ફળનો અનુભવ થાય તો તે ભલે એ પછી ઉપાસનાથી વિરામ પામે. કેમકે તેને પછી કર્તવ્ય શેષ રહેતું નથી, પણ જેમને એ અનુભવ વર્તમાન જન્મમાં નહિ સિદ્ધ થાય તેમણે તો એ શ્રીસદ્ગુરુવડે ઉપદિષ્ટ ઉપાસનાની આવૃત્તિ પોતાના શરીરની સ્થિતિ રહે ત્યાં સુધી કર્યા કરવાની છે. કારણ કે એમ જો સાધક કરે છે તો જ **यं यं वापि स्मरन् भावम्**–ઇત્યાદિ ગીતાવાક્યમાં કહ્યું છે કે જેનું જેનું ચિંતન કરતાં કરતાં મનુષ્ય દેહને ત્યજે છે, તે તે વસ્તુરૂપ તે મનુષ્ય થઇ રહે છે. કારણ કે એ મનુષ્ય **सदा तद्भावभावितः** છે. એને તે વસ્તુની જ ભાવના સતત, સદા કરેલી છે, તે પ્રમાણે આ ઉપાસક પણ એ ઉપાસનાની આખા જન્મમાં આવૃત્તિ કરતો રહ્યો હોય છે તો જ એનામાં સદા બ્રહ્મભાવની ભાવના રહેલી હોય છે અને એ ભાવના જ એને ક્રમમોક્ષ સાધી આપે છે. તેથી આ ઉપાસનાની આવૃત્તિ આ પ્રમાણે કરવાની છે એ સિદ્ધાન્ત ત્યાં સ્થાપન કર્યો છે.

આ ઉપાસનારૂપ અર્થમાં ઉપનિષદ્શબ્દના સર્વ અર્થ બંધબેસતા દેખાય છે. વિશરણ, ગતિ અને અવસાદનરૂપ અર્થવાળા

સદ્ધાતુપરથી ઉપનિષદ્‌ની વ્યુત્પત્તિ કરવામાં આવે તો આ ઉપાસના શ્રીઇષ્ટના અનુગ્રહદ્વારા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરાવી મુમુક્ષુના સંસાર-બીજને નાશ કરે છે તથા ઉપાસકને બ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે અને અવિદ્યાદિ સર્વ ક્લેશાને શિથિલ કરી નાંખે છે. તેથી આ અર્થમાં આ બ્રહ્મવિદ્યારૂપ ઉપાસના ઉપનિષદ્‌પદવાચ્ય થઇ રહે છે. તેમ જ રહસ્ય અથવા રહસ્યજ્ઞાન એવો અર્થ ઉપનિષદ્‌નો કરવામાં આવે તો તેમાં પણ ઉપનિષદ્‌ગ્રંથોમાં આ રહસ્યરૂપ જ છે; એનું પ્રતિ-પાદન સ્ફુટપણે કરવામાં આવતું જ નથી પણ તે તે સાધકે પોતાનાં સદ્‌ગુરુશ્રીના દ્વારા જ એ જાણવાની રહે છે, તેથી એ સાચું રહસ્ય જ છે. વળી સદ્‌નો અર્થ બેસવું એમ લઇ ઉપનિષદ્‌નો અર્થ સદ્‌ગુરુશ્રીની પાસે હસ્ત જોડી બેઠેલો શિષ્ય કરવામાં આવે છે તો તે અર્થ પણ ઉપાસનામાં જ વિશેષ ઘટે છે. જેમ મંત્રનો ઉપદેશ ખાનગીપણે પ્રત્યેક શિષ્યને કરવામાં આવે છે તેમ આ ઉપાસનાનો ક્રમ લેવા માટે પણ પ્રત્યેક શિષ્યે સદ્‌ગુરુની પાસે હસ્ત જોડી વિધિ-પ્રમાણે બેસવું પડે છે અને પછી વિધિપ્રમાણે અધિકારાનુસાર સદ્‌ગુરુશ્રી તેને તે તે ઉપાસનામાં પ્રવેશાવે છે. બેસવારૂપ અર્થ-વાળા જ સદ્ અને આસ્ એ બંને ધાતુ છે. એકના પરથી ઉપનિષદ્‌શબ્દ બન્યો છે અને બીજા પરથી ઉપાસના સિદ્ધ થયો છે. તેથી એ અર્થમાં તો ખરૂં જોતાં ઉપાસના એ ઉપનિષદ્‌નો પર્યાય શબ્દ જ ગણાય તેમ છે. તેથી સર્વ રીતે આ ઉપાસના એ જ ઉપ-નિષદ્‌નો સાધકોમાટે મુખ્ય સાર છે. તેથી એના પ્રતિ જ વિશેષ લક્ષ આપી સજ્જનોએ પરમાત્માનો અનુગ્રહ પ્રાપ્ત કરી બ્રહ્મજ્ઞાનની આશા રાખવી ઘટે છે, અને અન્ય વાણીના મિથ્યાપ્રલાપનો ત્યાગ કરવો ઉચિત છે. એ ઉપાસના વર્તમાન જન્મમાં જીવન્મુક્તિ સિદ્ધ કરી આપે છે અને તે નહિ થાય તો ક્રમમુક્તિ તો અવશ્ય જ આપનાર છે તેથી સાધકોને પ્રધાનપણે, સારરૂપે યાવત્જીવન સેવ્ય છે.

जे. जे. कणीया.

# મનનીય પંચાયતન.

શિવ, વિષ્ણુ, શક્તિ, ગણપતિ તથા સૂર્ય એ પંચ આરાધ્યદેવ અથવા ઉપાસ્યદેવ મનાય છે, એ તમે જાણો છો. હૃદય, મૂર્દ્ધા આદિ તેમનાં વિશિષ્ટ સ્થાનોમાં વિવિધ પ્રકારથી તેમની ઉપાસના કરવાની પદ્ધતિ પણ તમારા જાણવામાં છે. જાણવામાં છે એટલું જ નહિ પરંતુ તમે તેનો પ્રયોગ પણ કરો છો. પણ તે પંચાયતનની ઉપાસનાથી જે ઐહિક આમુષ્મિક ફલસિદ્ધિ થવી જોઇએ તેને તમારા કોઇ અંશમાં પ્રત્યક્ષ થયેલી તમને જણાતી નથી, અને તેથી 'તે શાથી' એ પ્રશ્ન તમારા અંતઃકરમાં બહુ મથન કરે છે—વારંવાર બહુ ક્ષોભ ઉપજાવ્યાં કરે છે ખરૂં ? ઉત્તરમાં તમે હા કહો છો પરંતુ પ્રયત્ન કરવા છતાં એ પ્રશ્નનું તમે નિરાકરણ કરી શકયા નથી; અને તેથી તેનું સમાધાન પામવાની તમારી ઇચ્છા તમારામાં જાગ્રત્ રહે છે. એ પ્રશ્નનું ઉત્તર આ છેઃ

ઉપાસના વા આરાધનામાં હૃદય વા અંતઃકરણની પરિશુદ્ધિની અને તેના સ્વતંત્ર સામર્થ્યની જરૂર છે, ઘણા મનુષ્યો કેવલ અંતઃકરણની શુદ્ધિ અથવા વિવિધ સદ્ગુણોને જ ઉપાસનાસિદ્ધિમાં હેતુરૂપ સમજતા હોય છે, પરંતુ વસ્તુતઃકેવલ તેમ નથી. અંતઃકરણની શુદ્ધિની સાથે અંતઃકરણના કેટલાક શુદ્ધ સ્વતંત્ર સામર્થ્યની અગત્ય છે. જો કે અંતઃકરણની શુદ્ધિ એ તેનું સામર્થ્ય છે, પરંતુ તે ઉપરાંત તેનામાં એક વિશેષ સામર્થ્ય જાગવાની જરૂર છે, અને તે એ કે અદ્ભુત પ્રકારનું દૃઢ ચિંતનબલ. જે પ્રકારનું આપણે અંતઃકરણને ચિંતન કરવાનું આપ્યું હોય તે જ ચિંતનને તે અહોનિશ કર્યા કરે, તેના જ રંગથી અખંડિત રંગાયલું રહે, એમ થવું જોઇએ. સામાન્ય મનુષ્યો અંતઃકરણની શુદ્ધિમાં કેવલ નૈતિક શુદ્ધિની જ ગણના કરે છે. પરંતુ એવી સામાન્ય શુદ્ધિ ઉપાસનાસિદ્ધિમાં કેવલ નિમિત્તરૂપ વા સાધનરૂપ થઇ શકતી નથી. પરંતુ નૈતિક આદિ વિવિધ શુદ્ધિની સાથે અંતઃકરણ અત્યંત ઉચ્ચ ચિંતનમય થવાની જરૂર છે.

ઉચ્ચ ચિંતન અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવે છે, અને તેથી ઉપાસનાદ્વારા કોઇ પણ વસ્તુ આકર્ષાઇ આવે છે. આ સ્થળે એ પણ લક્ષમાં રાખવાનું છે કે ઉપાસનાવિનાનું

કેવલ ઉચ્ચ ચિંતન જોઇએ તેવી ફલસિદ્ધિ કરતું નથી. ઉચ્ચ બલવાન્ ચિંતન કરતું અંતઃકરણ જ્યારે ઉપાસનાના નિયત ક્રમમાં યોજાય છે ત્યારે જ તે ફલસિદ્ધિને અનુભવે છે. ફલસિદ્ધિમાટે અંતઃકરણને એક જ કેન્દ્રમાં તન્મય કરવું પડે છે. ઉચ્ચ ચિંતનથી અંતઃકરણ સ્થિર થાય છે ખરૂં, પરંતુ એક જ કેન્દ્રમાં તન્મય થઇ શકતું નથી. તન્મય થવાને માટે તો ઉપાસનાનીજ અગત્ય છે. તેની સાથે એ પણ એટલું જ સત્ય અને મહત્વપૂર્ણ છે કે ઉપાસનામાટે—ફલસિદ્ધિજનકઉપાસના માટે—બલવાન્ ચિંતનયુક્ત અંતઃકરણની જરૂર છે.

કેવા પ્રકારનું ઉચ્ચ ચિંતન અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવે છે તે જાણવાની આવશ્યકતા છે. તેને સ્વલ્પમાં જણાવવાનો આ લેખનો ઉપક્રમ છે, પૂર્વે દર્શાવેલા વિષ્ણુ, શિવાદિનું ઇશપંચાયતન જેમ મનુષ્યનું સર્વથા કલ્યાણ સાધે છે. તેમ નીચે દર્શાવેલું મનનીય પંચાયતન મનુષ્યના અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવવાને સમર્થ છે. પૂર્વોક્ત ઇશપંચાયતનની મનુષ્યે આત્મશ્રેયાર્થે આરાધના વા ઉપાસના કરવાની અગત્ય છે તેમ અંતઃકરણને બલવાન્ આકર્ષક સામર્થ્યવાળું કરવાને માટે અત્ર દર્શાવાતા મનનીય પંચાયતનનું આગ્રહપૂર્વક શુદ્ધ સેવન કરવાની અગત્ય છે. ઇશપંચાયતનની ઉપાસના જેમ ઉપાસકને મોક્ષરૂપ પરિણામી ફલ આપવા સમર્થ છે, તેમ આ મનનીય પંચાયતન અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્યરૂપ શ્રેષ્ઠ સંપત્તિને આપનાર છે. ઇશપંચાયતનની અપૂર્ણ વા અલ્પ ઉપાસના પણ મનુષ્યના શ્રેયમાં કંઇક અંશમાં પણ વૃદ્ધિ કરનાર છે, તેમ આ મનનીય પંચાયતનની અપૂર્ણ વા અલ્પ સાધના પણ મનુષ્યના અંતઃકરણમાં ઉપાસના સાધવાની યોગ્યતા લાવવા સશક્ત છે. આથી જેમણે ઉપાસનાને સંપૂર્ણ અંશે સિદ્ધ કરી ફલની પ્રતીતિ કરવી છે તેમણે તેવા પ્રકારની ઉપાસના સેવવાની યોગ્યતા લાવનાર આ મનનીય પંચાયતનને પૂર્ણ અંશથી સેવવાની અગત્ય છે.

પ્રથમ, આ એક પરમ સત્યને સિદ્ધરૂપે જાણજો કે પ્રત્યેક માનવ વ્યક્તિ પોતાના જીવનમાં જેવી રીતે જીવવું ધારે છે તેવી રીતે તે જીવી શકે છે. આથી જે કોઇ મનુષ્ય પોતે ધારે તેવી રીતે જીવી શકતો નથી તો તેમ થવામાં તે પોતે જ કારણરૂપ છે. જે શિલ્પી ધાર્યા

પ્રમાણે મૂર્તિ નથી ઘડી શકતો તો તેમાં બીજાનો દોષ નથી, બીજાની અપૂર્ણતા તેમાં કારણરૂપ નથી, પરંતુ મુખ્યત્વે તેનો પોતાનો જ દોષ છે તેની પોતાની અપૂર્ણતા જ તેમાં કારણરૂપ છે.

મનુષ્ય પોતે પોતાનો ગુરુ છે, એવું જે કેટલાક અનુભવીઓનું કથન છે તે સત્ય જ છે. ઇતર ગુરુ તો કવચિત્ કોઈ કલાને વા રહસ્યને સૂચવે છે, પરંતુ મનુષ્યના અખંડ સંબંધમાં રહેનાર, અને તેની ગુપ્ત તથા પ્રકટ પ્રવૃત્તિમાત્રનો નિરીક્ષક તથા પ્રેરક તો તે પોતે જ છે અને તેથી પોતાના હિતમાં તે પોતે જેવી સાવધાનતા રાખી શકે છે તેવું બીજું કોઇ રાખી શકે એમ નથી. આમ હોવાથી મનુષ્ય પોતે જ પોતાના જીવનને કેવું પૂર્ણતાવાળું અને રમ્ય બનાવવું તેનો નિર્ણય કરી શકે છે.

તમારૂં સર્વ કાંઇ તમારા પોતાના હાથમાં છે—તમારૂં જીવન પણ એને તમે જેવા રૂપમાં ગાળવા ધારો તેવા રૂપમાં ગાળી શકો એમ છે. તમારા જીવનમાંથી જે કાંઇ પ્રકટાવવું હોય, તમારા જીવનમાં જે કાંઇ સિદ્ધ કરવું હોય, તે પ્રકટાવી શકો એમ છો—તે સિદ્ધ કરી શકો એમ છો; કેમકે જીવનના સામર્થ્યનો અવધિ નથી, અને તેવા જીવનનો સંપૂર્ણ અંશે ઉપભોગ કરવાની તમારી શકિતનો પણ કોઈ અવધિ નથી. તમારી શ્રેષ્ઠ પ્રકારની ન્યાયપુરઃસર જે કાંઇ આગ્રહવાળી અભિલાષા અથવા અનિવાર્ય સુદૃઢ ઇચ્છા હશે તે સિદ્ધ થાય એવા પ્રકારનું તમે તમારા જીવનનું સહજ અથવા સંપુર્ણ રૂપાંતર કરી શકો એમ છો, પ્રાપ્તસ્થિતિના કરતાં જીવનનો વધારે વિકાસ કરી શકો એમ છો, અથવા તેને સમગ્ર અંશથી પરિપૂર્ણ કરવા ધારો તો તે પ્રમાણે પણ કરી શકો એમ છો. ગમે તેટલી વિશાળ અથવા મોંઘી તમારી યોગ્ય જરૂરીઆત હશે તો તે પણ સિદ્ધ કરી શકાય એટલા પ્રમાણમાં તમારા જીવનની વિવૃદ્ધિ થઇ શકે એમ છે. આનું કારણ શું ? કારણ એ જ કે તમે અનન્ત, અમર્યાદ અથવા અપ્રતિમ જીવનતત્વસાથે સંજીવન સંબંધમાં છો. અને તેથી તમારૂં પ્રાપ્તિજનક મૂલ એવું છે કે જેને મર્યાદા કે અંત નથી, તે પરમ શાશ્વત સમૃદ્ધ છે.

આ કેવલ સત્યની નિરતિશય પ્રત્યભિજ્ઞા—સુસ્થિર જ્ઞાન-પૂર્વક નિરંતર જીવન વ્યતીત કરવાથી આપણા જીવનઉપર આપણું ક્રમે ક્રમે સંપૂર્ણ વિજેતાપણું સિદ્ધ થતું જાય છે. આપણા જીવનને આપણે

જેવા પ્રકારનું ધારીએ તેવા પ્રકારનું કરી શકીએ એમ છે—એ સત્યને અવિચ્છિન્નપણે નિરંતર લક્ષમાં રાખવાથી આપણે વાસ્તવ જીવનની ઉચ્ચ અને ઉચ્ચ કક્ષામાં પ્રવેશતા જઈએ છીએ, જીવનનું ગૂઢ અને ગૂઢતર હાર્દ સમજતા થઇએ છીએ, જીવનની ઉંડી મધુરતાને અનુભવતા જઇએ છીએ, જીવનના અંતર્હિત સામર્થ્યને પ્રકાશમાં લાવતા જઇએ છીએ.

વિકાસ પામતા પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિમર્યાદામાં રમી રહેલા આ દૃષ્ટિબિંદુએ પહોંચવાને માટે આ સત્ય સિદ્ધાન્તને નિરંતર સ્વીકારવો જોઇએ સ્મરણમાં રાખવો જોઈએ અને તેને સદોદત ક્રિયામય કરતા રહેવું જોઇએ. આ સત્યનો અવિચલ વિશ્વાસ પુર્વક આચારમાં ઉપયોગ કરવો, એજ એ સત્યને યથાર્થરુપે સ્વીકારવું કહેવાય આપણને જેનો નિત્ય ઉપયોગ કરવો પડે છે એવા જીવનગત અને સિદ્ધાન્તોમાંનો આ એક સિદ્ધાન્ત છે. આપણા જીવનને ગમે તેટલું ઉચ્ચ અથવા દૈવી કર્યું હોય અને કરતાં હોઇએ, તોપણ તે દશામાં પણ આ સિદ્ધાન્તનું દૃઢ—જાગ્રત સ્મરણ અને તેને અનુકૂલ જીવન વર્તન રાખવાની અગત્ય છે.

મનુષ્યના વિકાસમાં જે મોટામાં મોટી હરકત આવી પડે છે તે આજ છે કે તે પોતાના જીવનને સર્વાંશ પરાધીન માનતો હોય છે. તે પોતાને સર્વ બાજુએથી બંધાયેલો જુએ છે. તેણે પોતાના જીવનના કેટલાક ભાગને આકાશના ગ્રહોને હસ્તગત કર્યું હોય છે, તો જીવનના કેટલાક અંશે હાથમાંની હસ્તરેખાઓને સ્વાધીન કર્યું હોય છે- કેટલોક ભાગ દૈવને સોંપ્યો હોય છે તો કેટલોક અંશ પ્રારબ્ધને સોંપ્યો હોય છે. અને આમ અનેકને પોતાના જીવનના અંશો સોંપતાં પરિણામ એ આવ્યો હોય છે કે પછી તેને પોતાના જીવનનો એવો એક પણ ભાગ શેષ જણાતો નથી કે જેના ઉપર તેની પોતાની જ સ્વતંત્ર સત્તા અનુભવાતી હોય. વસ્તુતઃ જે સર્વ રીતે સ્વતંત્ર છે તે પોતાના વિકારીજ્ઞાનને લીધે અહો ! કેવો બદ્ધદશામાં પોતાને જુએ છે !

આપણું જીવન આપણે અધીન નથી. અને આપણે જેવું તેને કરવા ધારીએ તેવું તે થઇ શકે એમ નથી. આ પ્રકારના તેણે બાંધેલા સિદ્ધાન્તનું દીર્ઘ કાલપર્યંત સેવન કરવાથી પરિણામ એટલે સુધી આવ્યો હોય છે કે પૂર્વે જે સિદ્ધાન્તનું આપણે પ્રતિપાદન

કર્યું છે તેનું તેને શ્રવણ થતાં કોઇ હડહડતા અસત્યથી ભરેલી અને અત્યંત પાપમય વાર્તા કહી હોય એવું તેને ભાન થઈ તેનું હૃદય કંપી ઉઠે છે. તે જગત્‌માં જ્યાં જ્યાં દૃષ્ટિ કરે છે, ત્યાં સર્વ કાંઇ, તેણે બાંધેલા જીવનપરાધીનતાના સિદ્ધાન્તાનુસાર જ બનતું હોય એમ તેને જણાય છે. તેના સિદ્ધાન્તથી વિરુદ્ધ સિદ્ધાન્તનું કથન કરનારપ્રતિ તેની કરડાકીવાળી ચાર આંખો થાય છે, અને તેના જીવનમાંથી પ્રતિકૂળ વાતને શોધવા તે મચી પડે છે. જ્યાં ત્યાંથી પોતાના સિદ્ધાન્તને અનુકૂળ દૃષ્ટાન્તો તે શોધી કહાડી પોતાના જીવનની તેની સાથે તુલના કરી સમાધાનને પામે છે.

પરંતુ આ જીવન અત્યંત દુર્બલ જીવન છે. આવું જીવન ભોગવનાર મનુષ્ય આત્મવિકાસને સત્વર સાધી શકતો નથી. કેમકે તેની દૃષ્ટિમાં વિકાસને બદલે સર્વદા સંકુચિતતા જ રમતી હોય છે. તેનું અંતઃકરણ સંકુચિતતાનાં—પરાધીનતાનાં—ક્ષુલ્લકતાનાં—ચિત્રો ચિતર્યા કરતું હોય છે. તેના માનસ મહાલયમાં પોતાના દુર્બલ સિદ્ધાન્તનું સમર્થન કરનારાં અનેક ઐતિહાસિક અને કાલ્પનિક ચિત્રોને તેણે ટાંગ્યાં હોય છે, અને તેને જોતો તે પોતાના જીવનને પણ તદનુરૂપ જ અનુભવતો હોય છે.

આ પ્રકારની ભૂલ થવાનું કારણ એ છે કે મનુષ્ય જીવનના સામર્થ્યને સમજતો નથી. માનવ જીવનમાં કેવા પ્રકારની શક્તિઓ રહેલી છે, તેનો વિકાસ કેવી રીતે થાય છે, વિકાસ થતાં કેટલી મર્યાદાપર્યંત તેનામાં અપૂર્વ સામર્થ્યની કલાઓ જાગ્રત્ થાય છે અને સામર્થ્યના શુદ્ધ ઉપયોગથી જીવન કેવું અદ્‌ભુત વિકાસન પામે છે તેની તેને કલ્પના પણ હોતી નથી. જીવનને આત્માસાથે કંઇ સંબંધ છે કે કેમ, જીવનના અંતર્ભાગમાં કયું તત્ત્વ સભર વ્યાપી રહ્યું છે, તેનો તેને લેશ પણ વિચાર આવતો નથી. તે જીવનને જડ સમજતો હોય છે.

વિચારશીલ બંધુઓ, જીવનસંબંધમાં આવા ભ્રમજનક વિચારો સેવીને તમે તમને વિચારશીલ સમજતા હો, તમારા તે વિચારોને બહુ પ્રમાણભૂત તથા શાસ્ત્રસંમત સમજતા હો, તમારા એ વિચારોને સંસારના અનુભવના સારરૂપ સમજતા હો તો જાણજો કે સત્યથી—વાસ્તવ સત્યથી—તમે બહુ દૂર ઘસડાતા જાઓ છો.

અને સત્યથી દૂર ઘસડાવું એના સમાન જીવનને ભ્રષ્ટ કરનાર અન્ય કરનાર અન્ય કઇ વસ્તુ છે ?

જીવનસંબંધમાં પરાધીનતાના વિચારોને આખું જગત્ તમારા આગળ કહે તો જાણજો કે આખું જગત્ અજ્ઞાન છે—ભ્રમિત છે. આજનું જગત્. આજના જગત્‌ના અજ્ઞાની જનોના અનુભવો; એ સર્વ વિપરીત જ્ઞાનનો, વિપરીત નિશ્ચયોનો, વિપરીત ચિંતનોનો, વિપરીત ભાવનાઓનો અને વિપરીત ઉપદેશોનો પરિણામ છે. જડતાની મર્યાદાથી સહજ પણ બહારના પ્રદેશમાં જેની દૃષ્ટિ જતી નથી, તેના વિચારોને સત્ય માનવા અને એક જન્માંધને માર્ગદર્શક તરીકે સ્વીકારવો- એ એમાં કશો ભેદ નથી.

જીવનસંબંધમાં સર્વદા ઉચ્ચ દૃષ્ટાન્તોનો જ સ્વીકાર કરજો. તેવો દૃષ્ટાન્ત આખા વિશ્વમાં શોધતાં એકાદ જ મળી આવે તો તે એક જ દૃષ્ટાન્તને તમારા જીવનના આદર્શરૂપ કરજો. આખું વિશ્વ તમને એ સિદ્ધાન્તથી ચલાવવા—માગે શું, ચળાવવા માગશે જ—તોપણ ચળશો નહિ. ભલે, કરોડો ઘેટાં એક એકની પાછળ ઘસડાઇ મોટા દ્રહમાં પડતાં હોય તેથી તેની પાછળ જઇ પડવું એમાં શું શૂરત્વ કે સત્યનું પાલન છે? સત્યનું પાલન એક જ વીરનર કરે છે. એક જ હરિશ્ચન્દ્રે વાસ્તવ સત્યનું તેમના કાલના જગત્‌માં પાલન કર્યું—અન્ય કોઈએ નહિ. એક જ ભીષ્મે તેમના કાલમાં પ્રતિજ્ઞાનું પાલન કર્યું, બીજા કોઈએ નહિ. એક જ બલિરાજાએ તેમના કાલમાં સંકલ્પનું વાસ્તવ પરિપાલન કર્યું; બીજું તેની સાથે કોઇ ન ભળ્યું.

તમે આજે એકલા જ જીવનસંબંધમાં જગત્‌ના કરતાં ભિન્ન નિશ્ચયવાળા હો તો તેથી તમારો નિશ્ચય ભૂલભરેલો છે અથવા છોડી દેવા જેવો છે એમ માનશો નહિ. તમારા નિશ્ચયને દૃઢપણે વળગી રહો, અને તમારા સત્ય નિશ્ચયને સમય આવ્યે જગત્ ભલે અનુસરી શકવા અસમર્થ થશે, પરંતુ તેને બોચી ખજવાળતાં કબૂલ તો કરવું જ પડશે.

વાચકો! ત્યારે જીવનસંબંધમાં વાસ્તવ નિશ્ચયને પુનઃ જાગ્રત કરો કે આપણું જીવન આપણા પોતાના જ હાથમાં છે, અને આપણે તેને જેવા પ્રકારનું કરવા ધારીએ તેવા પ્રકારનું તે થઇ શકે

એમ છે. આપણું જીવન એ બરડ ઝાડ નથી, પરંતુ જેમ વાળીએ તેમ વળી શકે એવું કોમળ બાલ તરુ છે.

દ્વિતીયઃ જે કંઇ શુભ વસ્તુની તમારા અંતઃકરણમાં સ્વભાવથી ઇચ્છા સ્ફુર્તિ હોય, તે ઇચ્છાની ઇચ્છા રાખ્યા જ કરો; અને તે પણ મનના તથા આત્માના સમગ્ર બલપૂર્વક. જેટલી આપણે ઇચ્છા રાખીએ છીએ, તેટલું અવશ્ય આપણે મેળવીએ છીએ—નહિ વધતું કે નહિ ઓછું. જો આપણે આપણી ઇચ્છાને અત્યંત બલવાન્ કરી શકીએ છીએ, તો તે ઇચ્છાના વિષયને આપણે અવશ્ય પ્રાપ્ત કરી શકીએ છીએ.

ઇચ્છાની સિદ્ધિમાં એક જ રહસ્ય છે અને તે એ કે તે ઇચ્છા અંતઃકરણના અત્યંત ઉંડાણમાંથી અનિવાર્યપણે અખંડિત સ્ફુર્યા કરતી હોવી જોઈએ. કોઇ પણ પ્રકારની ઇચ્છા—પછી તે શુભ હોવા અશુભ—તેના ચિંતનથી દૃઢ થતી જાય છે. ચિંતનનો ત્યાગ થતાં ઇચ્છા દબાય છે. તેમ ચિંતનની વૃદ્ધિ થતાં ઇચ્છા વધારે વિકાસ પામે છે. આથી અશુભ ઇચ્છા ફલિભૂત ન થવા માટે તે ઇચ્છાના ચિંતનનો ત્યાગ કરવા જે વિવેકી સત્પુરુષો ઉપદેશ દે છે, તે જ સત્પુરુષો શુભ ઇચ્છાને સિદ્ધ કરવા માટે તે ઇચ્છાના ચિંતનને વધારવાનું પ્રબોધે છે.

મુમુક્ષુતા એ બીજું કાંઇ જ નથી પણ મોક્ષની તીવ્રેચ્છા જ છે, અને એવી તીવ્ર ઇચ્છા જેમ મોક્ષની સિદ્ધિમાં સાધનરૂપ છે, તેમ અન્ય વિષયની સિદ્ધિમાં પણ તદ્‌વિષયક તીવ્ર ઇચ્છા એ તેની સિદ્ધિ-માં સાધનરૂપ છે.

મનુષ્યે ઈપ્સિતાર્થની સિદ્ધિમાટે ઇચ્છાને કેળવવી એ એક જ કરવાનું છે. અનુભવવિનાના મનુષ્યો ઇચ્છાને કેળવવી બહુ સુગમ સમજે છે, પરંતુ ખરૂં જોતાં તેમ નથી. બીજાં સાધનો સેવવામાં જેમ ઘણી કઠિનતા અને ઘણું સહન કરવાનું છે, તેમ આપણા ઈપ્સિતાર્થની એક જ ઇચ્છાને અંતઃકરણમાં સંતત તીવ્રતાપૂર્વક જાગ્રત્ રાખવામાં પણ કઠિનતા અને ઘણું સહન કરવાપણું રહેલું છે. બુદ્ધિથી વિચારતાં અથવા સ્થૂલ દૃષ્ટિથી દૃષ્ટ સાધનો જોતાં આપણા ઇષ્ટ વિષયની સિદ્ધિ સધાવનાર એક પણ સાધન ન જણાવા છતાં, તે વિષયની સિદ્ધિની દૃઢ, શ્રદ્ધાવાળી અનિવાર્ય ઇચ્છાને સદો-દિત જાગ્રત્ રાખવી એ સહેલું કામ નથી. અને તેથી અવિચારી

મનુષ્યો માની બેસે છે કે કેવળ ઇચ્છા રાખ્યા કરવાથી કશું બનતું નથી, એવો ભૂલભર્યો પ્રમાદ વિવેકી મનુષ્યોએ કરવો જોઇતો નથી. નિરંતર એ લક્ષમાં રાખવાનું છે કે તીવ્ર ઇચ્છા, જેને માટે સેવવામાં આવે છે તે વસ્તુને સિદ્ધ કરનાર અનેક સાધનોને આકર્ષી આણે છે, અને તે સાધવાનું ધૈર્ય તથા બળ આપણામાં ઉપજાવે છે.

'મને અમુક વસ્તુ વા સ્થિતિ જોઈએ છે' અથવા 'મને અમુક વસ્તુ મળશે' એવો ભાગ્યોતુટચો વિચાર સેવ્યા કરવો એનું નામ તીવ્ર ઇચ્છા નથી. રાજ્ય પ્રાપ્ત કરવાની ધ્રુવને જેવી તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, ગંગા પ્રકટાવવાની ભગીરથની જેવી તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, દુધ પ્રાપ્ત કરવાની ઉપમન્યુની જેવી તીવ્ર ઇચ્છા પ્રકટી હતી, તેવી ઇચ્છાનું નામ તીવ્ર ઇચ્છા છે. આવી તીવ્ર ઇચ્છા ફલસિદ્ધિ કર્યાવિના રહેતી નથી.

તમને શંકા થાય છે કે આવી તીવ્ર ઇચ્છા પ્રકટ્યાની ખાતરી શી? તીવ્ર ઇચ્છા પ્રકટ્યાની નિશાની એક જ છે, અને તે એ કે એવી તીવ્ર ઇચ્છાની પાછળ તેની સિદ્ધિમાટે કોઇ ને કોઇ પ્રકારનો પ્રયત્ન થતો હોય જ છે. જેની પાછળ પ્રયત્ન નથી એવી ઇચ્છા તે તીવ્ર ઇચ્છા નથી. તીવ્ર ઇચ્છાવાનથી પ્રયત્ન કર્યા વિના રહેવાતું જ નથી. ભલે આરંભમાં ખોટો પ્રયત્ન થાય, પરંતુ જો તીવ્ર ઇચ્છા કાયમ હશે તો પરિણામે તે મનુષ્યને સત્ય પ્રયત્ન હસ્તગત થવાનો જ, અને તે દ્વારા તે મનુષ્ય ઇચ્છાની સિદ્ધિ અનુભવવાનો.

જે મનુષ્ય કશો પ્રયત્ન કરતો નથી, અને કહે છે કે મારા અંતરમાં અમુક વિષયની તીવ્ર ઇચ્છા છે, તો જાણવું કે તે મનુષ્ય તેને પોતાને અને આપણને બંનેને ઠગે છે. કેટલીક વખત એવું બને છે કે તીવ્ર ઇચ્છાની પાછળ સ્થૂલ પ્રયત્ન શો કરવો તે ન સમજાય ત્યાં સુધી તે મનુષ્યથી સ્થૂલ પ્રયત્ન થતો નથી, પરંતુ તેના અંતઃકરણમાં કેવો પ્રયત્ન કરવો તે શોધી કહાડવાની અત્યંત ધમાધમ ચાલતી હોય છે, અને તેવી ધમાધમ તેનાથી થતા છૂટા છવાયા સ્થૂલ પ્રયત્નથી જોનારને સમજાયા વિના રહેતી નથી.

જે કેવલ પ્રમાદ અથવા જડતાને લીધે પ્રયત્નરહિત રહે છે, તેના કરતાં ખોટો પ્રયત્ન કરનાર મનુષ્ય સારો છે. પ્રમાદ અથવા જડતા મનુષ્યને ઉન્નતિમાં લાવતાં નથી પણ અવનતિમાં લઇ જાય છે. રોગીની કેવળ ઘેનવાળી અભાન અવસ્થાકરતાં દુઃખનો અનુભવ

કરાવતી જાગ્રતિવાળી સ્થિતિ સારી મનાય છે, તેમ કશો પ્રયત્ન ન કરનાર કરતાં ખોટો પણ પ્રયત્ન કરનારાની સ્થિતિ વધારે સારી છે. અવશ્ય, પોતાના પ્રયત્નનું મનુષ્યે તારતમ્ય કાઢતા રહેવાની જરૂર છે, અને તેના પરિણામમાં પ્રયત્નની યોગ્યાયોગ્યતાનો શુદ્ધ વિવેક કરતા રહેવાની પણ અગત્ય છે, અને તે રીતે અધિક યોગ્ય પ્રયત્નને સેવવાની પણ આવશ્યકતા છે. પરંતુ પ્રયત્નવિનાની જડ દશા સર્વથા હાનિકારક છે.

મનુષ્ય જ્યાં સુધી પૂર્ણતાને પામ્યો નથી ત્યાં સુધી તે કર્તવ્યાવધિને પણ પામ્યો નથી, અને તેથી પ્રયત્નને ત્યાં સુધી જો તે અટકાવેલો રાખે છે તો તેટલો કાલ તે વિશેષ અને વિશેષ અવનતિને પામતો જાય છે. સિદ્ધ પુરુષો ભલે કશો જ પ્રયત્ન ન કરે, કેમકે તેને પ્રયત્નથી પ્રાપ્ત કરવાનું રહેતું નથી, તેમ જેના અંતરમાં ઇચ્છાનો ઉદય જ નથી, અને જે અંતઃકરણ અખંડ કેવળ પ્રશાંત તથા પૂર્ણકામસદૃશ છે, તેને પણ પ્રયત્નની આવશ્યકતા નથી, પરંતુ જેના અંતઃકરણમાં કામનાઓ સ્ફુરે છે—અનિવાર્ય વેગથી સ્ફુરે છે—તેણે પ્રયત્ન કરવાની અપેક્ષા છે.

ત્યારે ઇચ્છાઓનો નિરોધ કરવાનું જે કહેવામાં આવે છે તે શું ખોટું? ના, જરા પણ નહિ. ઇચ્છાના નિરોધનું બળ તો મનુષ્યે અવશ્ય પ્રકટાવવું જોઇએ. પરંતુ પ્રથમ અયોગ્ય ઇચ્છાને દબાવવાવડે તે બળ પ્રકટાવવાની જરૂર છે, અને તે જેમ જેમ યોગ્ય ઇચ્છાને સાધવા પ્રયત્ન કરવામાં આવે છે, અને તે સફલ થતી જાય છે તેમ તેમ અયોગ્ય ઇચ્છા દબતી રહે છે. શુદ્ધ પ્રયત્નનો એટલો વેગ રાખવો જોઇએ કે જેમાં અશુદ્ધ ઇચ્છાના અશુદ્ધ પ્રયત્નને સેવવાનો અવકાશ જ ન રહે.

અશુદ્ધ ઇચ્છાઓના શમન પછી શુદ્ધ ઇચ્છાઓનું શમન થાય અથવા શમન કરવું તે યોગ્ય છે. તે વિના શુદ્ધ અથવા વિહિત ઇચ્છાઓનું કરેલું શમન તે ઇચ્છાઓનું શમન નથી, પરંતુ ઇચ્છાને સિદ્ધ કરવાનું અસામર્થ્ય તે સૂચવે છે. અશુદ્ધ ઇચ્છાઓના શમનની સાથે સાથે અત્યંત આવશ્યક ન હોય એવી લૌકિક તથા લોકાસક્તિને જ વિશેષે કરીને વધારનાર તથા વાસ્તવ હિત ન સાધતાં ઉલટી અધિક એષણાઓની વૃદ્ધિ કરનાર અલૌકિક ઇચ્છાઓને શમાવવામાં આવે તો તે યોગ્ય છે, પરંતુ અયોગ્ય ઇચ્છાઓને સિદ્ધ કરવાના

પ્રયત્નો થાય, અને શુભ ઇચ્છાઓ શમન કરવાની વાતો કરવામાં આવે તો તે માત્ર ધૂર્તતા છે, બીજું કાંઈ નહિ.

પ્રયત્ન બે પ્રકારના છેઃ ૧ નિગ્રહકારક પ્રયત્ન, ૨ પ્રવૃત્તિકારક પ્રયત્ન બંને પ્રકારના પ્રયત્નો મનુષ્યોએ કરવાની જરૂર છે. અમુક વસ્તુ પ્રકટવા જ ન દેવી, એને માટે જે પ્રયત્ન કરવાનો છે તે નિગ્રહકારક પ્રયત્ન છે, અને અમુક વસ્તુ પ્રકટાવવા માટે જ જે વિશેષ પ્રયત્ન કરવાનો છે તે પ્રવૃત્તિકારક પ્રયત્ન છે. અશુદ્ધ ઇચ્છાઓ શમાવવી એમાં નિગ્રહકારક પ્રયત્નની જરૂર છે, જ્યારે શુદ્ધ ઇચ્છાઓને સિદ્ધ કરવી એમાં પ્રવૃત્તિકારક પ્રયત્નની અપેક્ષા છે. આ બંને પ્રકારના પ્રયત્નથી મનુષ્યમાં ભિન્ન ભિન્ન પ્રકારની શકિતઓ ખીલે છે. જે એક જ પ્રકારના પ્રયત્નને સેવે છે તેની અમુક શકિતઓ ખીલે છે અને અમુક નથી ખીલતી. મનુષ્યના સંપૂર્ણ વિકાસમાટે તેણે આ બંને પ્રકારના પ્રયત્નોથી પોતાની સંપૂર્ણ શકિતઓને ખિલવવાની જરૂર છે. નિગ્રહ અને પ્રવૃત્તિ એ બે વિરુદ્ધ ધર્મો છે, અને તેથી એક પ્રકારના પ્રયત્નથી બંને પ્રકારનાં કાર્યો સધાતાં નથી. આથી નિગ્રહકારક અને પ્રવૃત્તિકારક બંને પ્રકારના પ્રયત્નો સેવવાની ખાસ અગત્ય છે.

નિગ્રહકારક પ્રયત્નથી અશુભ ઇચ્છાઓને શમાવો તથા પ્રવૃત્તિકારક પ્રયત્નથી વિહિત શુભ ઇચ્છાઓને સિદ્ધ કરો. અને તેમ થતાં પરિણામે ઇચ્છામાત્રના વાસ્તવ શમનને તમે અનુભવી શકશો.

મનુષ્યને કોઇ ને કોઇ આદર્શ અથવા લક્ષ્યબિન્દુ હોય છે. આ પ્રકારનું લક્ષ્યબિન્દુ હોવું એ જ મનુષ્યમાં તેને સિદ્ધ કરવાનું બલ રહ્યું છે એમ સૂચવે છે. વધારે વિશાલ અને વધારે ઉચ્ચ ઇચ્છાઓને આપણે ઘડી શકીએ છીએ અને આપણે તેના વાસ્તવ માહાત્મ્યને સમજી શકીએ છીએ, એથી પણ તે ઇચ્છાને આપણે સિદ્ધ કરી શકીએ એમ છે એ સાબીત થાય છે. ઉપર ઉપરથી વિચારતાં આ વાર્તા કેવલ અસત્ય જણાય છે. પરંતુ વસ્તુતઃ તેમ નથી. વિચારની સૂક્ષ્મતા કરો, અને તેનું સત્ય તમને સ્પષ્ટ થશે. ઇચ્છાની સિદ્ધિમાં ખાસ લક્ષમાં રાખવાનું એક જ છે કે તે ઇચ્છા સંપૂર્ણ હૃદયપૂર્વકની હોવી જોઇએ, અર્થાત્ આપણા અંતરાત્માના અત્યંત ઉંડાણથી ઉઠતા બલ તથા ચેતનથી એ ઇચ્છા પોષાવી જોઇએ.

યથાર્થ ઇચ્છા અને યથાર્થ પ્રાર્થના, એ બે એકભાવવાચક શબ્દો છે, એમ કહીએ તો તેમાં કશું ખોટું નથી. યથાર્થ પ્રાર્થના એ બીજું કાંઇ નથી પણ પરમાત્માની સાથે મનુષ્યનું અંતઃકરણ કોઇ દિવ્ય પ્રકારથી સંબંધને પામ્યું હોય તે વખતે અત્યંત બલ-પૂર્વક અથવા પ્રાર્થનાની સાથે વધારે બંધએસતા શબ્દમાં કહીએ તો અત્યંત ભાવપૂર્વક દર્શાવેલી ઇચ્છા જ છે. તે જ પ્રમાણે જે ઇચ્છાને ફલિભૂત કરવી છે તે ઇચ્છા પણ પરમ બલરૂપ વસ્તુની સાથે, તેનું અનન્ત બલ તેમાં પ્રવેશે એટલા માટે અત્યંત સંબંધ-વાળી હોવી જોઈએ.

આપણી પ્રત્યેક શુભ ઇચ્છા અન્વર્થક કરવાને માટે આપણી પ્રત્યેક ઇચ્છાની સાથે આપણા મનનાં તથા આત્માનાં સમગ્ર બલને પ્રવર્તાવવાં જોઇએ. પરંતુ જ્યાં સુધી આપણે આપણામાં આધ્યાત્મિક ભાવો જાગ્રત્—તરતા—કર્યાં નથી હોતા, ત્યાં સુધી આપણા અંતરમાં રહેલા સઘળા સામર્થ્યનો પ્રકટ આવિષ્કાર કરવાને આપણે સમર્થ થઇ શકતા નથી. તે જ પ્રમાણે જ્યાં સુધી આપણે આપણામાં વ્યાપક અનન્તતત્ત્વની સાથે ઐક્યનો અનુભવ કરી શકતા નથી, ત્યાં સુધી આપણામાં અધ્યાત્મભાવો જાગ્રત્ થઇ શકતા નથી. આપણામાં રહેલા પરમ આધ્યાત્મિક તત્ત્વની વિશાલતા તથા પુષ્કલતા, આપણું અહં એ અધ્યાત્મતત્ત્વના રંગથી જેટલા પ્રમાણમાં રંગાય છે, તેટલા પ્રમાણમાં પ્રકાશિત થાય છે. અને જેમ જેમ આપણે એ અધ્યાત્મસ્થિતિનું અધિક ચિંતન અને એ સ્થિતિમાં અધિક ટકતા જઈએ છીએ, તેમ તેમ આપણે આપણા અભિમાનીને અધ્યાત્મ-રૂપ કરતા જઈએ છીએ. એ પરમ અદ્ભુત અધ્યાત્મસ્થિતિમાં આવવાથી—એ ભૂમિકાઉપર સ્થિત થવાથી—આપણને અપરોક્ષા-નુભવ થાય છે કે પરમાત્મા આપણા પ્રાણકરતાં પણ નિકટ છે, હસ્તપાદાદિ અવયવકરતાં પણ સમીપ છે.

આપણે આપણી શક્તિકરતાં વધારે પ્રમાણમાં તીવ્ર ઇચ્છાઓ કર્યા કરીએ છીએ એવું ખરૂં જોતાં નથી. પરંતુ જ્યારે એક પણ ઇચ્છાને સિદ્ધ કરવાનો આપણે પ્રયત્ન નથી કરતા હોતા, ત્યારે આ-પણું મન અનેક ઇચ્છાઓના બુદ્બુદને વ્યર્થ ઉપજાવ્યા કરે છે. મનુષ્યમાં ઇચ્છાઓના બુદ્બુદો તો અનેક ઉઠે છે, પરંતુ તીવ્ર ઇચ્છા અનેક ઉઠતી નથી. તીવ્ર ઇચ્છાઓ બહુ થોડી ઉઠતી હોય છે, અને

તેમાં પણ જ્યારે તેનો યથાર્થ વિવેક કરવા બેસીએ છીએ ત્યારે તો જેને તીવ્ર ઇચ્છાઓ આપણે ગણતા હોઇએ છીએ, તેમાંની પણ ઘણી ઇચ્છાઓ મંદ ઇચ્છારૂપે જ આપણને જણાય છે. અને તે વખતે તીવ્ર ઇચ્છા તો ગણીગાંડી એક બે જ જણાઈ આવે છે. આ તીવ્ર ઇચ્છાને સિદ્ધ કરવી એ આપણી શક્તિની બહારની વાત નથી.

આવી તીવ્ર ઇચ્છા આપણા અંતરમાં રહેલા સમગ્ર બળ અને ચેતનને તેમાં પ્રેરીને સેવ્યા કરતા હોઇએ છીએ, તો આપણી તે ઇચ્છા સફલ થયા વિના રહેતી જ નથી. ઇચ્છા હૃદયના સંપૂર્ણ અંશથી પ્રકટવી જોઇએ, અર્ધ હૃદયની નહિ. આપણામાં રહેલા સમગ્ર સામર્થ્યનો તેમાં સમાવેશ થવો જોઈએ, નહિ કે ચિંતનના થોડા અસ્તવ્યસ્તરૂપમાં કરેલા પ્રયોગો અથવા તેવાં જ સામાન્ય કૃત્યો. એ ઇચ્છાને સેવવામાં માત્ર આપણા અંતરના આવેશો જ ન હોવા જોઇએ, પણ આપણો આત્મા તેની સાથે જોડાયલો હોવો જોઇએ. અમાપ ચેતન અને સામર્થ્યના સાક્ષાત્ આત્માને સ્પર્શ કરી શકે, એવા પ્રકારની ઉંડી આધ્યાત્મિક ભાવવાળી આપણી ઇચ્છા હોવી જોઇએ, નહિ કે ફાસફુસીયા ઇચ્છા.

ઇચ્છાની શીઘ્ર સિદ્ધિ ઇચ્છનાર વાચકો ! ફલપ્રદ ઇચ્છા કેવા પ્રકારની હોવી જોઇએ તે લક્ષમાં આવ્યું ? હવે તમારામાં ઉઠતી ઇચ્છાઓના પ્રકારને સરખાવો અને જુઓ કે તમારી ઇચ્છાઓ—જેને તમે તમારી તીવ્ર ઇચ્છાઓ કહો છો તે—આવા પ્રકારની છે ? જો તે આવા પ્રકારની નથી, તો પછી તમારી ગમે તેવી અગડંબગડં કરેલી ઇચ્છાઓ સિદ્ધ થતી ન જણાય તો તેમાં તમારા વિના બીજા કોનો દોષ ?

તમારી કોઈ પણ ઇચ્છાને તમે સ્થૂલમાં પ્રત્યક્ષ કરી શકો એમ છો, એટલું માત્ર શ્રવણ કરવાથી કાં તો તે સિદ્ધાન્તમાં અશ્રદ્ધાવાળી થયેલી અથવા તો મનને ગમે એવી વાત સાંભળી પુલકિત થયેલી તમારી મતિ ઉક્ત સિદ્ધાન્તવાક્યના રહસ્યને સમજવાથી કુંઠિત થતી હોય એમ લાગે છે ? મુઝાવાનું કશું જ કારણ નથી. પ્રયત્ન ન કરનારને આવી તીવ્રેચ્છા ટકાવવી જેમ કઠિન છે, તેમ પ્રયત્ન કરનારને આવી તીવ્રેચ્છા ઉપજાવી તેને અંતપર્યંત ટકાવવી એ કઠિન નથી. જ્યાં સુધી ઉપર જણાવી તેવી બલવાન્ વસ્તુની તીવ્રેચ્છા પ્રકટી નથી ત્યાં સુધી તે સિદ્ધ થવી સંભવતી નથી. યથાર્થ તીવ્ર ઇચ્છા

પ્રકટાવવી એ તમારૂં કામ છે, ઇચ્છા સિદ્ધ કરવી એ ઈશ્વરનું કામ છે, તમે તમારૂં કર્તવ્ય કરો છો તો ઈશ્વર પોતાનું કર્તવ્ય પણ કરશે જ. તમે કરી શકશો અને ઈશ્વર નહિ કરી શકે ?

તૃતીયઃ ઈશ્વરવિષે શ્રદ્ધાલુ બનો, માનવ જાતિપ્રતિ પણ શ્રદ્ધાલુ બનો, તમારા પોતાનામાં પણ શ્રદ્ધાલુ થાઓ, સર્વમાં શ્રદ્ધાલુ થાઓ, શ્રદ્ધામાં પણ શ્રદ્ધાલુ થાઓ. તમે ઈશ્વરવિષે શ્રદ્ધાલુ થઇ શકો છો, પરંતુ તમારા પોતાના વિષે શ્રદ્ધાલુ નથી થઇ શકતા. અને જ્યાં સુધી તમે પોતે તમારા પોતાનામાં શ્રદ્ધાલુ નથી થઇ શકતા ત્યાં સુધી તમે કશું જ કરી શકતા નથી—ખરૂં જોતાં તમે ઈશ્વરઉપર પણ શ્રદ્ધાલુ નથી થઇ શકતા. ઈશ્વર અને તમે વાસ્તવ દૃષ્ટિથી અભિન્ન છો, અને તેથી જ્યાં સુધી તમે તમારામાં શ્રદ્ધા નથી પ્રકટાવતા ત્યાં સુધી તમે ખરૂં જોતાં ઈશ્વરમાં જ શ્રદ્ધા નથી પ્રકટાવતા.

પ્રથમ તમે તમારામાં શ્રદ્ધા પ્રકટાવો. જ્યારે તમારા પોતાનામાં તમને શ્રદ્ધા પ્રકટે છે, ત્યારે તમારા પોતાનામાં જ જે કંઇ બલવાન્, મહાન્ તથા ઉત્કૃષ્ટ પ્રકારનું રહેલું છે તે સ્વભાવથી જાગ્રત્ થાય છે, અને જેમ જેમ તમારા પોતાનામાં તમારી શ્રદ્ધા વધતી જાય છે, તેમ તેમ તમે જે કંઇ ઇચ્છો છો તે વધારે અને વધારે પ્રમાણમાં પ્રાપ્ત કરવાની યોગ્યતા અને શક્તિવાળા થતા જાઓ છો. પરંતુ એ સ્મરણમાં રાખજો કે વાસ્તવ શ્રદ્ધાની આશ્ચર્યકારક શક્તિઆગળ સરખાવતાં આત્મ–વિશ્વાસ એક અણુસરખો છે.

શ્રદ્ધા મનુષ્યના અંતઃકરણનો જે એક વિશિષ્ટ દિશામાં વિકાસ કરે છે, તેવો વિકાસ બીજી કોઇ પણ વસ્તુ કરી શકતી નથી. શ્રદ્ધા મનુષ્યના મન તથા આત્માને પરમાત્માના મહારાજ્યમાં વિહાર કરાવે છે. શ્રદ્ધા મર્યાદાને સમજતી નથી, તે શ્રદ્ધાલુને અમર્યાદ પ્રદેશમાં પ્રવેશાવે છે, અને મનુષ્યના અંતરમાં રહેલા, જે કંઇ કરવા ધારે તે કરી શકવાના સામર્થ્યવાળા આધ્યાત્મિક સામર્થ્યને પ્રકાશિત કરે છે. જ્યારે આપણામાં શ્રદ્ધાનો ઉદય થાય ત્યારે સર્વ કાંઇ આપણને સિદ્ધ થાય છે, એનું કારણ આ જ છે.

બંધનો ટાળવાં, મર્યાદા અથવા સંકુચિતતાનું અતિક્રમણ કરવું અને જીવન, વિચાર તથા કાર્યને વિશ્વવ્યાપી કરવાનું સામર્થ્ય શ્રદ્ધામાં રહ્યું છે.—એ શ્રદ્ધાના સ્વભાવભૂત છે. લઘુને મહાન્સાથે જોડવું, મનુષ્યના મનને ઈશ્વરના મનસાથે જોડવું, એ શ્રદ્ધાનો સ્વભાવધર્મ

છે. આથી મનુષ્યને શ્રદ્ધાની સર્વદા અનિવાર્ય અગત્ય છે. આજે આપણે ગમે તેટલા ઉચ્ચ, સૂક્ષ્મ તથા નિર્બંધ પ્રદેશમાં પ્રવેશ થાય, પરંતુ શ્રદ્ધા આપણને આવતી કાલે તેનાથી પણ વિશેષ ઉચ્ચ, સૂક્ષ્મ તથા નિર્બંધ પ્રદેશમાં સ્થાપવા સમર્થ છે. આપણી અત્યંત વિશાલ અને અત્યંત પ્રિય ઇચ્છાઓને વર્તમાન સમયમાં સિદ્ધ થતી જોવી, અને ભાવિમાં તેથી પણ ઉચ્ચ શુભેચ્છાઓનું આપણા જીવનમાં પ્રત્યક્ષીકરણ કરવું, એ આપણા જીવનનો હેતુ છે.

આ હેતુ શ્રદ્ધાના ઉદયની સાથે જ સિદ્ધ થવા માંડે છે. શ્રદ્ધાનો એક જ ઉદ્દેશ હોય છે કે મનુષ્યને કૃતકૃત્યતા પ્રાપ્ત કરાવવી. અને સર્વોત્કૃષ્ટ ઇચ્છાની સિદ્ધિ એ જ કૃતકૃત્યતા હોવાથી શ્રદ્ધા સર્વોત્કૃષ્ટ ઇચ્છાને સિદ્ધિ કરાવનાર છે, એ સહસા સ્પષ્ટ થાય એમ છે.

મનુષ્યની ઇશ્વરમાં રહેલી શ્રદ્ધા મનુષ્યને ઉચ્ચ વસ્તુસાથે સ્પર્શ કરાવી તેને નિર્ભય કરે છે. તેવો મનુષ્ય શ્રીમાન્ વિશ્વવંદ્યની વાણીને ઝીલતો અનુભવોદ્ગારરૂપે વદતો હોય છે કે:

"મારા નાથના આશ્રયમાંહિ, કયાંહિ મુજને ભય ન જણાય,
"આઠે પ્રહર નિશ્ચિંત સુવાય, છોને વિશ્વ આખું નષ્ટ થાય."

તે મનુષ્યને જગત્નો કોઇ પણ વ્યતિકર ભય કે વ્યામોહ પમાડી શકતો નથી. તેનું અંતઃકરણ ભયથી કદી દુર્બલ કે દીન બનતું નથી. 'કાલે શું થશે' એ પ્રકારનો તેને ભાવિનો ભય પણ લાગતો નથી. તે સર્વદા નિર્ભય નિઃશંક અને મસ્ત રહે છે. સંસારમાં મનુષ્યને સંકુચિત બનાવનાર એક ભય જ છે, અને તે ઇશ્વરમાં શ્રદ્ધા રાખનારને પ્રકટતો નથી, મનુષ્ય ભયથી રહિત થાય છે ત્યારે સ્વભાવથી જ તેની યોગ્યતાની વૃધ્ધિ થાય છે, જેથી તેના વિકાસના પ્રતિબંધો દૂર થાય છે, અને તેમ થતાં જે કંઇ અગમ્યસરખું છે તે તેને ગમ્ય થાય છે. આ પ્રકારે હોવાથી મનુષ્યને ઇશ્વરવિષયક શ્રદ્ધાની કેવલ અગત્ય છે.

મનુષ્ય મનુષ્યમાં શ્રદ્ધા રાખતાં શિખે છે ત્યારે વિશુદ્ધ સાર્વત્રિક પ્રેમનો તેનામાં ઉદય થાય છે. **आत्मवत् सर्व भूतेषु** એ વચનપ્રમાણે તેને ભૂતપ્રાણી આત્મવત્ જણાય છે, પોતાના સ્વરૂપે તે અન્યને જોઇ શકે છે. આમ થવાથી મનુષ્યમાત્રમાંથી જે કંઈ સારૂં અથવા સારરૂપ છે તેને તે સારી રીતે જોઇ જાણી સમજી અને અનુભવી શકે છે. તેનું અહંમમત્વ અથવા સ્વપરભાવ શિથિલ થાય છે,

પોતાના સમાન અન્યને ભાળવાથી તેનાં અંતરના કલુષિત રાગદ્વેષ નષ્ટ થાય છે. તેને ઈશ્વરના ઐશ્વર્યનું–ઈશ્વરત્વનું–સ્થળે સ્થળે ભાન થાય છે, જડતા નિવૃત્ત થાય છે, ચૈતન્યનો પ્રકાશ થાય છે, અને તેની સાથે એ જ વિશ્વવંદ્યની ઉક્તિની પુનરુક્તિ કરે છે કે:

"આ શાં દેવળ સ્થળ સ્થળ દીસે જગદધિનાથનાં રે,

* * * * *

"સુન્દર મલિન સકળ દેવળમાં, લઘુગુરુમાં, સુદૃઢ નિર્બલમાં.
"ગર્ભાગારે પણ ચરણો જગતાતનાં રે; આ શાં."

માનવજાતિમાં શ્રદ્ધા પ્રકટાવનાર મનુષ્ય આ પ્રકારે સર્વત્ર ઈશદૃષ્ટિ સેવતાં વિશ્વને પ્રત્યક્ષ વિરાટ્રૂપ સમજી તેનાં નિત્ય દર્શન કરે છે, આ પ્રકારે માનવ જાતિપ્રતિ શ્રદ્ધા ધરવાની પણ મનુષ્યને અનિવાર્ય આવશ્યકતા છે.

શ્રદ્ધાનું ત્રીજું સ્વરૂપ એ છે કે મનુષ્યે પોતાનામાં શ્રદ્ધા ધરવી. મનુષ્ય પોતાનામાં જ્યાં સુધી શ્રદ્ધા ધરતો નથી, ત્યાં સુધી તે બીજા કોઇમાં પણ શ્રદ્ધા ધરી શકવા સમર્થ થતો નથી. પોતાનામાં શ્રદ્ધા પ્રકટાવ્યા વિના તે કાંઇ કાર્ય કરવાને પણ શક્તિમાન્ થતો નથી. આત્મશ્રદ્ધાવિના મનુષ્યનો વિકાસ થતો નથી. એથી ઉલટું આત્મશ્રધ્ધા પ્રકટતાં તે જે કંઇ ઉચ્ચ હોય છે તેને પામી શકે છે, તલસ્પર્શી હોય છે તે ગગનવિહારી થાય છે, નિષ્કિંચન હોય છે તે સમૃદ્ધ બને છે, નિર્જીવવત્ હોય છે તેમાંથી પ્રાણરૂપ બની જાય છે; કશા વિનાનો હોય છે તે સર્વવાળો થઇ રહે છે. અંધકારવાળા ઓરડામ દીપક પ્રકટતાં આખા ઓરડાનો વૈભવ દૃષ્ટિગોચર થાય છે, તેમ પોતાનામાં પોતાના વિષે શ્રદ્ધારૂપ દીપ પ્રકટતાં તેને આ સમગ્ર વિશ્વરૂપ ઓરડાના અનંત વૈભવો હસ્તામલકવત્ પ્રતીત થાય છે. તેને કશું અગમ્ય કે અસિદ્ધ ભાસતું નથી, તે પોતાને મર્યાદિતરૂપે જોવું ભૂલી જાય છે, તેને પોતાનામાં જીવપણાનો ભ્રમ ટળી જાય છે, તે પોતાને મુક્ત, સ્વતંત્ર અને સર્વશક્તરૂપે જુએ છે. તે જીવ મટી શિવ થાય છે, રંક મટી રાજા થાય છે, તે સર્વના શિખર ઉપર ગાજે છે અને તે કાલે પોતાના આંતર અનુભવરૂપે સદ્ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યની દિવ્ય વાણીમાં ગાય છે કે:

"અબ મેં ભી ભયા જગરાયા, નિશાન ગડાયા, ડંકા બજાયા."

શ્રદ્ધાનું ચતુર્થ સ્વરૂપ આપણે ઉપર એ પ્રકારનું કહી ગયા કે

સર્વમાં શ્રદ્ધાલુ થવું. પ્રાણિપદાર્થ તથા પ્રસંગમાત્રમાં શ્રદ્ધાલુ થઇ રહેવાથી, એ શ્રદ્ધા આપણને સર્વમાં શુભનું ભાન કરાવે છે. જે પ્રસંગ બીજાને અત્યંત દુઃખજનક, હાનિકારક કે વ્યામોહ ઉપજાવનાર થઇ પડે છે, તે જ પ્રસંગ સર્વમાં શ્રદ્ધાલુ રહેનારને તેવા કશા જ વિકારો ઉપજાવી શકતો નથી. તે જાણતો હોય છે કે વિશ્વમાં પ્રકટતો કોઇ પણ વ્યતિકર કાંઇ પણ હિતનું સ્થાપન કરવા, કે હિતનું પ્રસારણ કરવા ઉપજે છે, અને તેથી જગતની દૃષ્ટિથી વિષમરૂપ જણાતો વ્યતિકર પણ તેને તે પ્રસંગમાં શ્રદ્ધા હોવાથી શુભરૂપે જ ભાસે છે, અને દુર્યોધનને જે સભા અસાધુના સમૂહરૂપ જણાઈ હતી, તે જ સભા યુધિષ્ઠિરને કેવલ સાધુસમાજરૂપે જણાઇ, તેમ તે મનુષ્યને સર્વ કાંઇ શુભરૂપે, સુખરૂપે, આનંદરૂપે અને વિકાસના હેતુરૂપે જ જણાય છે. તેની દૃષ્ટિ કોઇ પણ પ્રસંગના ઉપરના રૂપને જોતી નથી પણ તેના ઈશ્વરનિર્મિત ગર્ભના આશયને જોઇ શકે છે, અને તેથી અયોગ્ય જેવું તેને કાંઇ જ જણાતું નથી. નેપોલિયનને ‘અશકય’ શબ્દ મૂર્ખના શબ્દકોષમાં પણ જણાયો હતો, પરંતુ સર્વમાં શ્રદ્ધાલુ હોનારને તો વિશ્વમાં ખૂણેખોચરે ક્યાંહિ પણ અશુભ જણાતું નથી. તે વિશ્વના સ્વરૂપને જોતો શ્રીમાન્ વિશ્વવંદ્યના શબ્દોમાં જ પોતાના આંતર ભાવને નિહાળતો ગાય છે કેઃ

“ અજ્ઞને દુઃખગિરિજેવું જગત્ તે, મારે સુખઅંબાર છે. ”

શ્રદ્ધાનું પાંચમું અરે અત્યંત મહત્વનું સ્વરૂપ એ છે કે શ્રદ્ધામાં શ્રદ્ધા રાખો. જે વસ્તુમાં શ્રદ્ધા નથી હોતી તેનો સ્વીકાર કરતાં મનુષ્ય ખચકાય છે. અન્ન ક્ષુધા નિવારનાર છે એ પ્રકારની અન્નવિષે શ્રદ્ધા નથી હોતી તો મનુષ્ય ક્ષુધાનવૃત્તિમાટે તેને સ્વીકારતો નથી. અન્ય મનુષ્ય અન્નથી ભુખ ભાગશે એમ કહી શ્રદ્ધા ઉપજાવે છે ત્યારે જ તે મનુષ્ય ક્ષુધાનિવૃત્તિઅર્થે અન્નનું ગ્રહણ કરે છે. તેવી રીતે શ્રદ્ધામાં અમુક પ્રકારનું સામર્થ્ય કે અમુક પ્રકારની સંપત્તિ છે, એવું મનુષ્ય જ્યાં સુધી શ્રદ્ધાપૂર્વક માનતો નથી. ત્યાં સુધી તે શ્રદ્ધાને સામર્થ્યજનક, સંપત્તિજનક કે કોઈ પ્રકારની ઉપયોગિતાવાળી છે, એવી શ્રદ્ધાને ન સેવવાથી શ્રદ્ધાને પોતાના અંતઃકરણમાં ઉપજાવવા કે તેને ત્યાં સ્થિર તથા વિકસિત કરવા લેશ પણ પ્રયત્ન કરતો નથી. આથી શ્રદ્ધામાં શ્રદ્ધા સેવવાની જરૂર છે.

શાસ્ત્ર તથા અનુભવી સત્પુરુષો શ્રદ્ધાનું જે માહાત્મ્ય કથે છે તેને લક્ષમાં લો, તથા તેની શ્રદ્ધા તમે પણ શ્રદ્ધામાં સ્થાપો. શ્રદ્ધામાં શ્રદ્ધા પ્રકટાવીને એ શ્રદ્ધાને તમે ધારણ કરો. એ શ્રદ્ધા તમારૂં સર્વ પ્રકારે શ્રેયસ્ તથા પ્રેયસ્ સાધશે. સાચી શ્રદ્ધા મનુષ્યનો જેવો અભ્યુદય સાધે છે તેવો બીજી કોઇ વસ્તુ સાધતી નથી. તમે અભ્યુદયાર્થી છો તો તમારે શ્રદ્ધાને શ્રદ્ધાપૂર્વક અવશ્ય સ્વીકારવાની અગત્ય છે. સાચી શ્રદ્ધા એ શું છે અને તે શું કરી શકે છે, તેનું શ્રદ્ધાન્વિત વિશ્વવંદ્યના શબ્દોમાં શ્રવણ કરો અને પછી તે શ્રદ્ધાને શ્રદ્ધાયુક્ત થઇ સેવો. તો શ્રવણ કરો એ શબ્દો:

“ શ્રદ્ધા સકલ સુખમૂલ છે, શ્રદ્ધાવિના બધું ધૂળ છે.
‘ આરોગ્ય શ્રદ્ધાથી મળે, ઉદ્યોગ શ્રદ્ધાથી ફળે,
‘ શ્રદ્ધાથી જન, ધન પણ રળે, શ્રદ્ધા ન ત્યાં દુઃખશૂલ છે; શ્રદ્ધા૦
‘ શ્રદ્ધાથી ઉન્નતિની ગતિ, અતિ વેગથી વધતી જતી,
‘ ઉન્નતિ તત્ક્ષણ અટકતી, શ્રદ્ધાનું જ્યાં વર્તુલ છે; શ્રદ્ધા૦
‘ જે જે જણાતું ઉંચું અહિં, શ્રદ્ધાથી તે પ્રકટ્યું સહી,
‘ શ્રદ્ધાથી દુર્લભ નહિ કંઇ, ભવસિંધુમાં એ પુલ છે; શ્રદ્ધા૦
‘ જે જે અસાધ્ય બીજા ગણે, શ્રદ્ધા સુસાધ્ય જ તે ભણે,
‘ કશું અશકય ન શ્રદ્ધા શુણે, શ્રદ્ધાનું વીર્ય અતુલ છે; શ્રદ્ધા૦
‘ શ્રદ્ધાથી હિમગિરિ ઉખડતો, વિણ પક્ષ જન નભ ઉડતો.
‘ શીતળ થઇ અગ્નિ જતો, શ્રદ્ધા જ સિદ્ધિ અમૂલ્ય છે; શ્રદ્ધા૦
‘ શ્રદ્ધા પ્રકટતાં આવતા, જનવિષે સદ્‌ગુણો બધા,
‘ અંતરતણી શ્રદ્ધા જતાં, ઇન્દ્રિયો મન પ્રતિકૂલ છે; શ્રદ્ધા૦
‘ શ્રદ્ધાથી દશદિશ અભય છે, શ્રદ્ધાથી જ્યાં ત્યાં વિજય છે,
‘ શ્રદ્ધા ન ત્યાં નિત્ય અજય છે, સંકટ સદોદિત વિપુલ છે; શ્રદ્ધા૦
‘ શ્રદ્ધાતણી નિકૃષ્ટતા, કંઇ જનો બુદ્ધિથી માનતા,
‘ જાણે અનુભવ પણ થતાં, શ્રદ્ધાનિકટ. મતિ ડૂલ છે; શ્રદ્ધા૦
‘ શ્રદ્ધા ધરી તેને નથી, કરવાનું કાંઇ મથી મથી,
‘ કાં જે ત્રિભુવનના પતિ, તેને સદા અનુકૂલ છે; શ્રદ્ધા૦

ચતુર્થ: મનુષ્યમાં–તમારામાં–બે અંશો રહેલા છે–તમે એક નથી પણ બે મળીને એક થયા છો. અને તે એક બહારના તમે અને બીજા અંદરના તમે. બહારના તમે તે અલ્પજ્ઞ અલ્પશક્ત જીવ

અને અંદરના તમે તે સર્વજ્ઞ, સર્વશક્ત, સર્વના નિયંતા ઈશ્વર. કોઇ પણ કામ કરવામાં બહારના તમે ઉપર આધાર ન રાખશો. કોઇ પણ કાર્યના પરિણામમાટે બહારના તમે ઉપર જવાબદારી ન રાખશો, પણ અંદરના તમે ઉપર રાખજો. અંદરના તમે પ્રેરક છો, બહારના તમે પ્રેર્ય છો. અંદરના તમે નિયામક છો, બહારના તમે વાહક છો. અંદરના તમે શેઠ અથવા સ્વામિ છો, બહારના તમે વાણોતર અથવા સેવક છો. અંધેર પેઢીમાં અથવા અસાવધ અને અભણ શેઠના રાજ્યમાં વાણોતર શેઠ થઇ બેસે છે, અને દુર્બળ સ્વામિને ત્યાં નોકરનું જ રાજ્ય ચાલતું હોય છે, એવું તમે વ્યવહારમાં કોઇ કોઇ સ્થળે જોયું હશે. વ્યવહારમાં તો ક્વચિત્ એવું જોવામાં આવે છે, પરંતુ માનવ જાતિના આ અંદર બહારના સ્વામિ-સેવકમાં તો સેંકડે નવ્વાણું ટકા એવું જ જોવામાં આવે છે કે જે સેવક છે તે સ્વામિ બની ગયો હોય છે અને જે સ્વામિ હોય છે તે સેવક બની ગયો હોય છે, અથવા મુનીમ શેઠ થયો હોય છે અને શેઠને મુનીમ બનાવી દીધો હોય છે! આ ભુલને લીધે જ મનુષ્ય સુખ મેળવવા જતાં દુઃખને મેળવે છે.

તમે સાવધાન રહેજો. તમારા બહારના તમેને આજ સુધી તમે સ્વામિ બનાવ્યા છે, અને અંદરના તમેને તમે સેવક બનાવી દીધો છે. હવે કરવાનું એક જ છે કે એક લપડાક મારીને સેવકને તેના સ્થાનઉપર ધકેલી દો, અને અંદરના તમે જે સાચા સ્વામિ-રૂપ છો તેને પુનઃ તમે તમારા સ્વામિરૂપે સ્થાપો.

સ્થાપ્યા? તો હવે આગળ શ્રવણ કરો. કોઇ પણ પ્રકારનું ફલ પ્રકટે એવું કાર્ય કરવું હોય તો તેને માટે તમારા નવા સ્વામિ-અંદરના તમેને-આધારભૂત સમજો. તમારા નવા સ્વામિ અથવા અંદરના તમેનું નામ પુરાણ પુરુષ રાખીશું, અને જૂનો સ્વામિ કે જે વસ્તુતઃ સેવક છે, અને ઉપર જેને આપણે બહારના તમે તરીકે ઓળખ્યો છે તેનું નામ પ્રાકૃત પુરુષ રાખીશું.

આજ સુધી તમે જે કાંઈ કાર્ય કર્યું છે તેની કાર્યસિદ્ધિનો યશ તમે આ પ્રાકૃત પુરુષને આપ્યા કર્યો છે. કેમકે આજ સુધી તેને તમારા સ્વામિરૂપે તમે જાણ્યો હતો. આજથી તે સ્વામિ મટી સેવક થયો છે, સિંહનું ચામડું ઓઢી બેઠેલો ગર્દભ પુનઃ ગર્દભરૂપે જણાઈ

ગયો છે, માટે હવેથી જે કાંઈ તમે સિદ્ધ કરો તેનો યશ પ્રાકૃત પુરુષને ન આપતાં તમારા સાચા સ્વામિ પુરાણ પુરુષને જ આપજો. આજ સુધી કર્યું હતું તેમ જ્યાં સુધી તમે પ્રાકૃત પુરુષને તમારા આધારભૂત ગણો છો ત્યાં સુધી તમારાં ઉપરના પ્રદેશમાં આછાં આછાં તરતાં સામર્થ્યોના જ સંબંધમાં તમે આવો છો, અને તેથી તમારી શક્તિના પ્રમાણમાં બહુ જ સ્વલ્પ અંશમાં તમે ફલસિદ્ધિને અનુભવો છો. પરંતુ જ્યારે તમે પુરાણ પુરુષને તમારા આધારભૂત ગણો છો ત્યારે તમારા અભ્યંતર પ્રદેશમાં રહેલી મહત્તર શક્તિઓના સાક્ષાત્ સંબંધમાં તમે આવો છો. આથી તમે ફલસિદ્ધિમાં અધિકતા અનુભવો છો.

જ્યારે તમે પ્રાકૃત પુરુષને તમારાં કરેલાં કાર્યોનો યશ આપો છો, ત્યારે તમારા અંતરમાં રહેલા અધ્યાત્મસ્વરૂપ પુરાણ પુરુષની અવજ્ઞા કરતા હો છો. આથી કરીને જે દિવ્ય બલ તથા જ્ઞાન એ પુરાણ પુરુષ તમને આપી શકે એમ છે તે પ્રાપ્ત કરવામાં તમે નિષ્ફલ નીવડો છો, જ્ઞાનસ્વરૂપ અંતર્યામી એવા એ પુરાણ પુરુષના દોર્યા દોરાવાને બદલે તમે બહારના ગુંચવાડાભરેલા વિચારોરૂપી પ્રાકૃત પુરુષના દોર્યા દોરાઓ છો. જે માર્ગ તમને સત્ય, મુક્તત્વ અને પૂર્ણતાના પદે લઇ જનાર છે તે માર્ગથી તમે ભ્રષ્ટ થાઓ છો. તેમ થતાં તમે અધિકાધિક અધઃપાત પામો છો. તમે ગભરાટનો આશ્રય લીધો હોય છે, જેથી તમે ભૂલોઉપર ભૂલો કરતા જાઓ છો. તમારા ઉચ્ચતમ લક્ષ્યની સિદ્ધિપૂર્વક જે અજય્ય જીવનતત્ત્વના પ્રવાહમાં તમે અવગાહન કરી શકો એમ છો, તેને બદલે આ પ્રાકૃત પુરુષના આશ્રયથી—તમારા સ્થૂલ પ્રદેશના સ્થૂલ વિચાર—નિશ્ચયાદિના આધારથી—માત્ર જડસરખા ભૌતિક બલના પાશથી બંધાયેલા રહો છો. આ બળ અન્ય કશું ન કરી શકતાં દુનીયા જેને જીવતા ગણે એવા સ્થૂલ શારીરથી માત્ર જીવતા રહો છો.

જ્યારે તમે કાંઇ પણ મૂલ્યવાન્ વસ્તુની સિદ્ધિ કરો છો, અને તેનો સર્વ યશ તમારા બાહ્ય અહં અથવા પ્રાકૃત પુરુષને આપો છો ત્યારે જેનાથી તમે એ સિદ્ધિને પામ્યા હો છો તે સામર્થ્યો વા શક્તિઉપરના તમારા કાબુને તમે ગુમાવીશ બેસો છો. આનો પરિણામ એવો છે કે નિષ્ફલતાનો આરંભ થાય છે, અને જે અશકિતથી તમે તમારૂં ધાર્યું કરી શકવા સમર્થ હો છો તેને પુનઃ પ્રાપ્ત કર-

વાને માટે તમારે ફરીથી એનો એ પાઠ ભણવાનો વખત આવે છે. તમે પૂર્વે સાધેલાં સાધનોને જ તમારે ફરીથી સાધવાં પડે છે.

તમારા અંતરમાં રહેલા પુરાણ પુરુષઉપર અખંડિત આશ્રયબુદ્ધિ સેવવાથી. એ પુરાણ પુરુષદ્વારા અંતરાત્માની સહાયવડે જ ધારેલા અર્થો, સિદ્ધ કરવાની નિરંતર પ્રતીક્ષા કર્યાં કરવાથી અને એ પુરાણ પુરુષને જ સર્વ યશનું સમર્પણ કરવાથી એ પુરાણ પુરુષના—અંતરમાં રહેલા એ તત્વસ્વરૂપ પરમ પુરુષના—અમાપ જ્ઞાન તથા સામર્થ્યો તમે તમારાપ્રતિ આકર્ષી શકો છો—તમારામાં પ્રકટાવી શકો છો. તેમ થવાથી તમે તમારા સર્વ અંશથી વધારે વિશાલ અને વધારે બલવાન્ બનતા જાઓ છો, નિરંતર ઉન્નતિને પામતા જાઓ છો, શાશ્વતી સ્થિતિને સિદ્ધ કરતા જાઓ છો, અને વિજયપરંપરાને વરતા રહો રહો છો. બલવતી સત્તા તમારા દ્વારા કાર્ય કરતી હોવાથી જે કંઇ તમે ધારો છો તે મેળવો છો, અને જેમ જેમ ઉચ્ચ અને ઉચ્ચતર ભૂમિકામાં ચઢો છો, તેમ તેમ પછી એક પણ વસ્તુ એવી રહેતી નથી કે જે તમને અસાધ્ય રહે.

આ સ્થૂલ જગતમાં જે કંઇ બને છે તેની મૂલ સત્તા બહારના તમેમાં અથવા પ્રાકૃત પુરુષમાં છે એ પ્રકારના વિચારને લીધે, વાસ્તવ સત્યની સાથે એકરાગપૂર્વક રહેવાનો પ્રયત્ન કરનારાઓમાં મુખ્યત્વે કરીને નિષ્ફલતા પ્રકટે છે. પરંતુ ખરૂં જોતાં અંદરના તમે અથવા પુરાણ પુરુષ એ જ એ સર્વનું મૂલ અથવા આદિ કારણ છે: જો કે અંદરના તમેમાંથી પ્રકટતા બલને યોજવામાં બહારના તમે અથવા પ્રાકૃત પુરુષ જ નિમિત્તરૂપ છો. આપણા વિચારબલને આપણા અંતરના પુરાણ પુરુષપ્રતિ પ્રેરતા જઇએ છીએ—વિશેષ અંતરાભિમુખ થઇ એ પ્રદેશમાં આપણા સંકલ્પોને સ્થાપતા જઇએ છીએ, તેમ તેમ એ આંતર પ્રદેશમાંથી આપણે અધિક બલ તથા અધિક ચૈતન્ય ઉપજાવતા જઇએ છીએ.

આંતર પુરુષ એ જ યથાર્થ પુરાણ પુરુષ છે. એ જ સર્વાંશે ઈશ્વરસ્વરૂપ છે. તેથી એ પુરાણ પુરુષના સામર્થ્ય અને જીવનસાથે ઓતપ્રોત થઇ રહેવાનો જ્યારથી તમે આરંભ કરો છો, ત્યારથી તમારામાં વાસ્તવ મહત્તા અને વાસ્તવ દિવ્યતા પ્રકટવા માંડે છે. ત્યારથી તમે પ્રાકૃત પુરુષના મર્યાદિત સામર્થ્યથી અંકિત થઇ શકતા

નથી, એટલું જ નહિ પરંતુ એ પ્રાકૃત પુરુષને જ, પુરાણુ પુરુષના અનંત, અખૂટ અને અજય્ય બલથી તમે પરિપૂર્ણ કરી દો છો. આ પ્રકારે તમે તમારા બહારના તમેને, અંદરના તમેરૂપ કરી શકો છો, તમે અંતર બહાર એકસ્વરૂપે થઇ રહો છો.

તમે તમારા પોતાના ઉપાસક બનો, પરંતુ નહિ કે તમારા બહારના તમેના. તમારા અંદરના તમેના—તમારા પુરાણુ પુરુષના—સાચા ઉપાસક બનો. તમે ઉપકૃત રહો, પણ નહિ કે પ્રાકૃત પુરુષના. પુરાણુપુરુષના નિરંતર ઉપકૃત રહો. તમે તમારી સ્તુતિ કરો, તમે તમારી ભક્તિ કરો, તમે તમારા ઉપર પ્રીતિ ઉપજાવો, પરંતુ એ સર્વ તમારા બહારના તમેઉપર નહિ, અંદરના તમેઉપર તમારે જેવો સદ્ભાવ દેખાડવો હોય તેવો દેખાડો તમારા જીવનને ઉન્નત કરનાર આ સર્વથી બલવાન્ પ્રક્રિયા છે.

પંચમઃ કોઇ ઉચ્ચ ઉદ્દેશને અર્થે જીવન ગાળો, અને તે ઉદ્દેશની સિદ્ધિરૂપ પ્રધાન વિષયને જ તમારા અંતઃકરણમાં ચાખંડ ખરો રાખો. આયુષ્ પૂરૂં કરવાની ખાતર જીવો નહિ, પરંતુ જીવનની દિવ્ય કલાઓ અત્યંત પ્રમાણમાં વિકાસ પમાડવાની ખાતર જીવન ગાળો. મહાન્ આશયને ધારણ કરતા જીવવું એ જ ઉચ્ચ જીવન છે, અને એ પ્રકારની તમારા જીવનની જેમ જેમ ઉચ્ચતા થતી જાય છે, તેમ તેમ તમે તમારા જીવનમાંથી અધિક અધિક લાભ પ્રકટાવતા જાઓ છો.

પ્રત્યેક મનુષ્યની ઇચ્છાનો એક મુખ્ય વિષય એ હોય છે કે જીવન ભોગવવું, અને તે પણ પુષ્કળ પ્રમાણમાં. આથી એ ઇચ્છા સિદ્ધ કરવા માટે જે જીવનની અગત્ય છે તેવું જીવન મનુષ્યે ગાળતાં શિખવું જોઇએ. જીવનને વિશેષ અંશે સમૃદ્ધ કરવાની ખાતર તમારા ઉદ્દેશને અખંડિતપણે નિર્વાતજ્યોતસરખો તમારા અંતઃકરણસમીપ સ્થિર રાખવો જોઇએ. ગમે તેટલી ઉચ્ચ ભૂમિકાઉપર આપણે સ્થિત થયા હોઇએ—ગમે તેવી આધ્યાત્મિક સ્થિતિમાં આપણે આરૂઢ રહેતા હોઇએ—તોપણ આપણા ઉચ્ચતમ ઉદ્દેશને ક્ષણભર પણ આપણી દૃષ્ટિથી દૂર કરવાની જરૂર નથી.

તમારા પોતાના જ સ્વાર્થની પ્રવૃત્તિઓ કર કર ન કરશો, તમારાં ભવ્ય ઉદ્દેશોના શિખરઉપર ગાજતો જે કોઈ પ્રધાન હેતુ

હોય તેની સિદ્ધિમાટે પ્રવૃત્તિ કરો. જેને માટે તમે પ્રવૃત્તિ કરતા હો છો તે હેતુ જેમ અધિક વિશાલ હોય છે, તેમ તમારી પ્રવૃત્તિ-તમારૂં કર્તવ્ય-પણ અધિક મહાન્ થાય છે, અને એ પ્રકારે જે સર્વોત્તમ કર્તવ્ય છે, તે મનુષ્યને સર્વને માટે કાંઇ અધિક હિતકર કરી શકે છે. અને એ સર્વમાં તેનો પોતાનો પણ સમાવેશ થઈ જાય છે. આ રીતે જ્યારે તમારૂં કાર્ય સવિશેષ બલવાળું થાય છે, ત્યારે તમે હજારો મનુષ્યોના હિતકર્તારૂપે ઠરો છો. તમે સમર્થ છો એમ જગત્ જાણતું થાય છે. આ પ્રકારે કર્તવ્ય કરવાની સાથે જ તમે તમારૂં પણ બીજી રીતે સાધો તેના કરતાં અધિક પ્રમાણમાં હિત સાધી શકો છો.

ઉચ્ચ ઉદ્દેશને અર્થે જ્યારે તમે પ્રયાસ કરો છો અને તેને અર્થે જ જીવન ગાળો છો, ત્યારે વિશ્વવ્યાપી જે અનંત સામર્થ્યો, બલિષ્ઠ અંતઃકરણો અને દિવ્ય આત્માઓ હોય છે, તેના પ્રવાહમાં તમે પણ ભળી જાઓ છો. પ્રત્યેક વસ્તુમાંથી તમે લાભને જ ગ્રહણ કરો છો, વિશ્વની સમગ્ર ચેતનશક્તિઓ તમારા કર્તવ્યમાં સહકારી થાય છે. મનુષ્યને ઉત્કૃષ્ટ પદમાં સ્થાપનાર જગત્ની મહાન્ પ્રવૃત્તિઓમાં તમે તેના પ્રધાન અંશરૂપ બનો છો, ભાવિ પ્રજાના વિકાસમાં પણ તમે મુખ્ય હેતુરૂપ થાઓ છો, જગદુદ્ધારકરૂપે તમારી ગણના થાય છે.

ઉચ્ચ ઉદ્દેશની સાધનાઅર્થે જીવન ગાળવું એ ઉચ્ચ સ્ફુરણોના પ્રદેશમાં જીવન ગાળવા તુલ્ય છે, અને તેવાં ઉચ્ચ સ્ફુરણો ઉચ્ચ વિચારોના ઉદ્ભાવક થઈ પડે છે મનુષ્ય જેવા પ્રકારનું ચિંતન કરે છે, તેવા પ્રકારનો તે થાય છે. ઉચ્ચ વિચારો ઉચ્ચ અથવા મહાન્ અંતઃકરણોને ઉપજાવે છે મહાન્ અંતઃકરણો મહાન્ કાર્યોને સાધે છે, અને એવાં મહાન્ કાર્યો જ જગતમાં સામ્રાજ્યને પ્રકટાવવાનાં સાધનો રચે છે.

ઉચ્ચ અને શુભ ઉદ્દેશને અર્થે જ્યાં આપણું જીવન ગાળવાનું શરુ કરીએ છીએ, ત્યાં શુભની સિદ્ધિમાટે વિશ્વગત જે જે દ્રવ્યો હોય છે તેને આપણે આપણી સાથે કાર્ય કરવાને પ્રેરીએ છીએ. આપણને કશું જ વ્યર્થ અથવા નિરર્થક જેવું લાગતું નથી. કોઇ પણ વ્યક્તિ, કોઈ પણ વસ્તુ અથવા કોઇ પણ પ્રસંગ, આપણા એ પ્રદેશમાં આવતાં, આપણા પ્રદેશના હિતમાં, મૂલ્યમાં અને સૌન્દર્યમાં

વૃદ્ધિ કરનાર થઈ પડે તેવાં તે બને છે. કેમકે એ એક અબાધિત નિયમ છે કે જેમ આપણામાંથી સર્વોત્તમનો આપણે સર્વત્ર પ્રસાર કરીએ છીએ, તેમ સર્વમાંથી આપણે તેવું જ સર્વોત્તમ બદલામાં પ્રાપ્ત કરીએ છીએ.

ઉચ્ચતા, વિશાલતા તથા દિવ્યતાને અર્થે જીવન ગાળવાથી આપણે પ્રભુને અનુસરીએ છીએ. પ્રભુ આપણને આંગળીએ વળગાડીને ચાલે છે. પ્રભુનો પ્રેમ, પ્રભુનું સામર્થ્ય, પ્રભુનું જીવનબલ, પ્રભુનું જ્ઞાન, એ સર્વ આપણાં સંગી રહે છે. અહો ! આવા સંગના માહાત્મ્ય તથા આનંદને શી રીતે કથન કરવો ? આપણી પ્રત્યેક ક્ષણ પરમ શાંતિમાં જાય છે, શાશ્વત આનંદથી આપણી પ્રત્યેક ઘટિકા પરિપૂર્ણ હોય છે અને આપણો પ્રત્યેક દિવસ અદ્દભુત અનુભવોથી ભરેલાં હજારો વર્ષ જેવો લાગે છે. આપણે પ્રભુમય થઇ રહીએ છીએ.

ઉંચા ઉદ્દેશથી પરિપૂર્ણ ઉચ્ચ જીવન ગાળવાનો આ પ્રકારનો પરિણામ છે. એ પરિણામનો જીવનમાં પ્રત્યક્ષ અનુભવ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે, એમાં જ માનવજીવનની સિદ્ધિ છે.

સદ્વિચારી વાચકો, મનનીય પંચાયતનની કરવા માંડેલી ગણના અત્ર પરિપૂર્ણ થાય છે. આ પંચાયતનની મનવડે જેઓ ઉપાસના કરે છે તેઓ, આ લેખના આરંભમાં કહ્યું હતું તેમ અંતઃકરણમાં બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટાવવાને સમર્થ થાય છે.

બલવાન્ આકર્ષક સામર્થ્ય પ્રકટ્યાવિના મનુષ્યપ્રતિ કાંઇ પણ શુભ આકર્ષાતું નથી. દૈવથી, પ્રારબ્ધથી, સંજોગોથી, કે ગમે તેવા શબ્દપ્રયોગવડે મનુષ્ય જે કંઈ સારૂં મેળવે છે તે આ કાલે અથવા પૂર્વકાલે તેનામાં કોઇ પણ અંશમાં પ્રકટેલા બલવાન્ આકર્ષક સામર્થ્યનો જ પરિણામ છે.

એવી એક પણ વસ્તુ નથી, એવું એક પણ શુભ નથી, એવું એક પણ સુન્દર નથી, એવું એક પણ ભવ્ય નથી અને એવું એક પણ પરિપૂર્ણ નથી કે જે બલવાન્ આકર્ષક સામર્થ્યને અધીન ન હોય. કાંઈ પણ મહાન્ તમને પ્રાપ્ત ન હોય તો જાણજો કે તમારામાં બલવાન્ આકર્ષક સામર્થ્ય નથી.

બલવાન્ આકર્ષક સામર્થ્યવાળાનો એવો એક પણ શબ્દ નથી

કે જે ઉથાપવા કોઇ હિમ્મત કરી શકે, તેનો એક પણ એવો સંકલ્પ નથી કે જે મિથ્યા જાય, તેનું એક પણ એવું કૃત્ય નથી કે જેમાં ઘણાની સાર્થકતા ન હોય.

બલવાન્ આકર્ષક સામર્થ્ય વ્યવહાર, પરાર્થ અને પરમાર્થ સર્વ માર્ગમાં ઉપયોગી છે. તે પોતાનું તથા અન્યનું ઉત્તમ હિત કરે છે. તે લૌકિક અર્થો સધાવે છે, તેમ અલૌકિક અર્થો પણ સિદ્ધ કરે છે.

આવા અપ્રતિમ સામર્થ્યને પ્રકટાવવા ઇચ્છતા હો, જીવનને દિવ્ય, સાર્થક તથા ધાર્યું કરવાને શક્તિમાન્ બનાવવું હોય તો પૂર્વોક્ત પંચાયતનનું ઉત્તમ રીતે મનન કરી તેને અનુસરવાનો સંકલ્પ કરો. શું કરવું અને શું ન કરવું એ તમારી ઇચ્છાનો વિષય છે. જે કંઈ સારૂં છે, હિતકારક છે, તેને તમારા આગળ મૂકવું એ લેખકનું કામ છે, અને તે આ સ્થળે પૂર્ણ થયું છે. તેને અનુભવની કસોટીએ ચઢાવવું હોય તો આ રહ્યું.

॥ ॐ श्री ॥

# कीर्तनो.

---

## प्रारंभक स्तवन.

પદ ૧. ( સદ્ગુરુદેવ, ભયહર, એ લય. )

સર્વાન્તર્યામિ ! જય જય સર્વાન્તર્યામિ ! સચ્ચિદ્ઘન !
આપનું સર્વત્ર, સઉમાં દીસે ગુંજન; સર્વા૦
આપસ્વરૂપ અનુપ, જ્યાં જ્યાં અભિવ્યક્તિ પામે,
ક્લેશો ડામે, અગણિત ભય વામે, નિજ ધામે,
સહજે તે જઇ વિશ્રામે; સર્વાન્તર્યામિ ! ૦
સમગ્ર કાર્યસહિત, તેનું જીવત્વ વિલાતું,
દુઃખ દહાતું, સદ્રૂપ મન થાતું, તેને આ.
ત્વન્મય સઉ દશ્ય લહાતું; સર્વાન્તર્યામિં ! ૦
તેને કશુંએ ભિન્ન, પોતાથી જણાય ના ક્યાં,
નિરખે જ્યાં જ્યાં, ચિદ્દ્યુતિ વિલસતી ત્યાં ત્યાં, અનુભવી,
શમતો તે પૂર્ણતામાં: સર્વાન્તર્યામિ ! ૦
આપનું દિવ્ય સ્વરૂપ, જે સુખનું પરમ નિકેતન,
પ્રત્યક્ચેતન, જીવનનું જીવન, અનુપમ તેનું,
કરીએ અભ્યંતર દર્શન: સર્વાન્તર્યામિ ! ૦

---

## उत्सवना अंगनुं कर्तव्यज्ञान.

પદ. ૨ ( આ ભીંજાવીએ મતિ, એ લય. )

આ ઉજાવીએ આવો, ઉત્સવ બંધુ, હર્ષથી ઉજાવીએ.
આવા હિતકર કર્તવ્યકેરો, આવે ક્વચિત્ પ્રસંગ,
વ્યર્થ ગુમાવીએ તેને તો જાણવા, આપણે દદ્રુઅંગ;[૧] આ૦

---

૧ જેના શરીરને દાદર થઇ હતી તેવો મનુષ્ય. આ દૃષ્ટાંત એવો છે કે કોઇ એક આંધળો મનુષ્ય હતો, તે શહેરની બહાર જવા માટે શહેરના કોટની દીવાલને હાથ લગાડીને દરવાજો શોધતો ફરતો હતો પણ જ્યારે

વ્યાવહારિક અન્ય ઉત્સવોમાં નથી થાતું આત્મકલ્યાણ,
આવા આધ્યાત્મિક ઉત્સવથી તો, પમાય પદ નિર્વાણ; આ૦
નિજ વ્યવહારનું ચિંતન ત્યાગી, થઇએ ગુરુઅભિમુખ,
અધ્યાત્મભોજન ઇચ્છતા મનની, ભાગે જેથી ઝટ ભુખ; આ૦
આપણને સતશ્રવણ અને વળી સતચિંતનને કાજ,
સદ્ગુરુસંનિધિમાંહી મળ્યો છે, સુંદર સમય આજ; આ૦
ભક્તિ વધારીને, શ્રદ્ધા વધારીને, ઇચ્છા વધારી અમાપ,
આજ જો સદ્ગુરુધ્યાનને ધરીએ તો, જાય સહજમાં પાપ; આ૦
પાપને ડામવા, પુણ્યને પામવા, આજ ધરો ગુરુધ્યાન,
જયન્તીજીવન સહજમાં દેશે, તો નિજ પદનું દાન; આ૦

**श्री ज० देवी०**

---

## सद्वस्तुने सद्रूपे जोवा प्रबोध.

પદ ૩ (શું કહીને હું બોલાવું રે; એ લય.)

રજ્જુમાં બંધુ! સર્પ તમે શીદ ન્યાળો રે;
રજ્જુ છે એ જુઓ ધારી, સર્પ નથી પ્રાણુહારી,
મિથ્યા ભ્રાંતિ છે તમારી રે;—
'અરે! એ તો દંશ કરશે, નિશ્ચય એ પ્રાણ હરશે,
નિકટ જશે તે મરશે રે;'—
ભય એવો શીદ ધરતા, રહો છો શાને થરથરતા,
વ્યર્થ શીદ છળી મરતા રે;—
હાનિ એનાથી ન થાતી, સત્તા એની ના ભળાતી,
છત્તાં વૃત્તિ શે મુઝાતી રે;—
માની મારૂં પાસે આવો, દૂર બંધુ! નવ જાઓ,
હાથથી આ રજ્જુ સ્હાઓ રે;—

---

જ્યારે દરવાજે આવે ત્યારે એને દાદરનો રોગ લાગુ પડેલો હતો, તેને લઇને ખજવાળ આવતી હતી એટલે બહાર નીકળવાની તક મળતાં દાદરને લીધે તે મનુષ્યં તે તકનો લાભ લઇ શકતો નહિ અને વારંવાર એકજ જાતનું કાર્ય તેને કરવું પડતું.

ભ્રાંતિ રજ્જુ જોઇ ભાગો, સર્પભીતિ સદ્ય ત્યાગો,
સ્વસ્વરૂપે બંધુ! જાગો રે;—
રજ્જુને રજ્જુ ન જોશો, ભીતિ ત્યાં લગી ન ખોશો,
ત્યાં લગી ન સુખે સ્હોશો રે;—

जगन्नाथ.

## आत्मसाक्षात्कारअर्थे मनोजय करवा अधिकारिओने उपदेश.

પદ ૪. (આ ગગને ચઢીને કોઇ નાણો રે, એ લય.)

જો બ્રહ્મદર્શનની ઇચ્છા ધારો રે, તો તો બંધુ,
કરવા મનોજય સદ્ય વિચારો રે જી.
થાતાં મનોનાશ, વાસનાક્ષય થઈ, અવિદ્યા દૂર પળાતી રે જી,
તત્ત્વજ્ઞાનાગ્નિમાં કર્મસંસ્કારોની, ગ્રંથિઓ ભસ્મ થઇ જાતી રે; તો તો૦
મનતણા જયથકી વિશ્વપ્રપંચનો, પ્રકૃતિમાં લય થાતો રે જી,
પ્રકૃતિનો લય થઇને શબલમાં, બ્રહ્મસ્વરૂપે ભળાતો રે; તો તો૦
મન શમી જાતાં વીરા! જગ શમી જાશે, મનનું કલ્પેલું એ ખોટું રેજી,
જાગ્રત્ થાતાં પછી જ્ઞાને જણાશે, જગ હતું, સ્વપ્ન એક મોટું રે; તો તો૦
પૃથક્ થઇને સઉથી તત્ત્વાભ્યાસથી, અમનસ્કભાવ પ્રકટાવો રે જી,
જલનાં તરંગો, જલમાં શમે તેમ, મનને ચિન્મયમાં શમાવો રે; તો તો૦
ત્રિપુટી ટાળીને સર્વ ક્રિયામાં, જીવન્મુક્તવત્ રહેજો રે જી,
નરહરિબ્રહ્મથી અખંડ અભેદતાનું, અનુભવસુખ સદા લેજો રે; તો તો૦

श्री ज० देवी.

## यथार्थ शिष्यना आचारमां शिष्योचित कर्तव्यनी विशेषता होवानी अगत्य.

પદ. ૫. (જો જો સખિ એ રહ્યો પેલો. એ લય.)

સાચો ગુરુનો તું ચેલો, બતાવ તો તું શામાં વધેલો?
ગુરુના સ્મરણ અને દર્શનથી શું કદી, તું તે થયો ઘેલો ઘેલો? બતાવ૦
ગુરુની ઉપાસના કરવાને કાજે, ઉઠે શું વહાણામાં વહેલો; બતાવ૦
પ્રભુના સ્મરણમાંહિ સમય વધારવા, વ્યવહાર તેં કાપી મેલ્યો? બતાવ૦
પ્રભુનું ચિંતન તેં વહાલું ગણીને, ધનના ઢગલાને શું ઠેલ્યો? બતાવ૦

પ્રભુધ્યાનમાં થાય વિક્ષેપ, જાણી તેં, આહાર છે ઘટાડેલો ? બતાવ૦
અધિક અધિક પ્રભુ ભજવા કાજે તેં, નિદ્રાનો જય છે સાધેલો ? બતાવ૦
પ્રભુને કાજે ધન વાપરવામાં તેં, છૂટો મૂકયો છે શું થેલો ? બતાવ૦
આમાંનું જો ન કશું તારા જીવનમાં તો, જાણુ તેં ગુરુને ઠગેલો; બતાવ૦

## सर्वत्र आत्मदर्शन करावया श्री इष्टने आतुरतापूर्वक अभ्यर्थना.

પદ ૬. (મારા મન તું કયારે પ્રિય પ્રભુને, એ લય.)

કયારે, આત્મપદે નરહરિ પ્રભુ ! મને શમાવશો રે,
કયારે સ્વરૂપાનુભવ અખંડ ઉરે જગાવશો રે; કયારે૦
નિત્યાનિત્ય વિવેકની બુદ્ધિ, પ્રકટ કરી, કરી મનની શુદ્ધિ,
વિષયથી કયારે વિરક્ત હવે કરાવશો રે; કયારે૦
સાગરમાં ઉછળે છે તરંગો, તેમ ઉઠે ઉર વિષયના રંગો.
વિલાવી કયારે શાંતિમાં સોહાવશો રે; કયારે૦
આમ કરૂં ને આમ કરીશ આ, એવી મનની કલ્પના મિથ્યા,
કયારે તેને ગુરુવર ! હસી કઢાવશો રે; કયારે૦
રાખે જન્મમરણ જે જારી, જીવનમાં જે બંધનકારી,
સંકલ્પજાળથી કયારે મુક્ત રખાવશો રે; કયારે૦
ત્યજાવી જગમાં જગતપ્રતીતિ, ન્યારી કરી તેથી મુજ વૃત્તિ,
ચિન્મયરૂપ આ દશ્યને કયારે લહાવશો રે; કયારે૦
ઉગ્ર સધાવી આપની ભક્તિ, પ્રકટાવી ઉર આપની શક્તિ,
કયારે પ્રિય અપ્રિયભાવોને મૂકાવશો રે; કયારે૦
અહં ઇદં ત્વં ત્રિપુટી ટાળી, ચૈતન્યૈકરસે સઉ ગાળી,
અખંડ કયારે અભિન્નપણું દર્શાવશો રે; કયારે૦

શ્રી જ૦ દેવી.

## जीवदशापन्न आभिमानीने शिवस्वरूपनुं दर्शन करावनार वचनो.

પદ. ૭. (અંજલિએ અમૃત પીધું રે; એ લય.)

પિંજરીએ કેમ પુરાણા રે, કહેશો જરી વનરાજ[1] ! મુજને—
જોઇ સુખ શું ત્યાં લોભાણા રે, કહેશો જરી વનરાજ ! મુજને—
રૂપ તમારૂં ન્યાળતાં, સિંહ જણાઓ ભાઇ,
તેમ છતાં આ દીનતા, કહેશો શાને સ્હાઇ,

૧ સિંહ.

હાથેકરી કેમ ફસાણારે; કહેશો૦
શકિત તમારી ભાળતાં, જણાય છે અતુલિત,
બકરીજેવા થઇ રહ્યા, કેમ દીસો ભયભીત,
ભ્રાંતિમાં કેમ ભરાણારે; કહેશો૦
ત્યજી રુડાં સામ્રાજ્યને, કેમ રહ્યા બંધાઇ,
વિચારી ઉર જરી તો જુઓ, આ કેવી મૂર્ખાઇ,
કેમ આમ અબુધ ગણાણારે; કહેશો૦
સર્વાંગે વીર છો તમે, સાચે સિંહસ્વરૂપ,
ત્રોડી ફોડી શૃંખલા, કાં ન રહો થઇ ભૂપ,
મોહે કેમ મુકત તણાણારે; કહેશો૦
સ્વહસ્તે રચી પિંજરૂં, ભરાઈ બેઠા આપ,
છોડે કો હાવે મને, કહી, કરો સંતાપ,
નિજ કૃતિથી છો જકડાણારે; કહેશો૦
માનો મારૂં સત્ય કહું, છો તમે સર્વશક્ત,
મિથ્યા ભ્રમથી માનતા, 'હું છું અલ્પશકત,'
અજ્ઞાને છો બંધાણારે; કહેશો૦
સિંહસ્વરૂપ નિજ ઓળખી, ગર્જો જગદધિરાજ!
નિત્ય મુકત લહી નિજને, પામો અભયપદ આજ,
ભયદુઃખે વ્યર્થ પીલાણારે; કહેશો૦

જગન્નાથ.

---

## યથાર્થ સાધકના અંતઃકરણનો ઉમળકો.

### પદ ૮.

એવો ઉમળકો થઇ આવે, જાણે ભેટી પ્રભુને ભાવે,
તદ્રૂપ થઈ રહુ હું હાવે, એ પ્રભુસંગ, સંગ, સંગ.
રમતું ચિત્ત રહે પ્રભુધ્યાને, આ ઉર સ્વરૂપે સદાય માણે,
મુજને પ્રભુમય જોઉં જાણે, અંગેઅંગ, અંગ, અંગ; એવો૦
સઘળું ભાન વિષયનું છોડી, વૃત્તિ પ્રભુતત્ત્વમાં ચોંટી,
જાણે ચઢું હુ વેગથી દોડી, ઉન્નતિશૃંગ, શૃંગ, શૃંગ; એવો૦
ચિંતન દશ્યતણું ઉર ખુંચે, ઇચ્છું, જાણે ચઢીને ઉંચે,
પ્રભુનું નામ નિરંતર ગુંજે, આ મનભૃંગ, ભૃંગ, ભૃંગ; એવો૦

જાણે તત્ત્વે લક્ષણા સ્થાપી, જીવને પુનિત કરી, જે પાપી.
સાધી, ગુરુએ કળ જે આપી, જીતું જંગ, જંગ, જંગ; એવો૦
નૃહરિમાં મુજ ભાન વિલાવી, સ્વરૂપૈશ્વર્ય ઉરે ઉપજાવી,
જાણે ત્રિભુવન વશ વર્તાવી, રાખું રંગ, રંગ, રંગ; એવો૦

## कटु वाणी सर्वथा सर्वने हानिकारक छे.

પદ ૯. ( ન કીજીએ, પ્રીતડી અજાણી ન કીજીએ. એ લય. )

ન બોલીએ, વાણી કડવાશભરી બોલીએ,
ન ઘોળીએ, અમૃતને સ્થાને ઝેર ઘોળીએ;—
રત્નપેટીજેવી વાણી વિચારીને ખોલીએ,
વાણીને બનાવી શસ્ત્ર ક્રોધને ન છોલીએ,
વચન કટુ શુણાવી, બીજાનું ઉર દઝાવી,
મનથી ને મનથી ન ડોલીએ; ન બોલીએ૦
હલકી વાત ચીકણી કરીને ન ચોળીએ,
નિંદાના કાદવમાં તેને ન રોળીએ,
સોનાની જાળજેવી, વાણી આ લહેવી,
પાણીમાં તેને ન ઝબોળીએ; ન બોલીએ૦
સત્ય, પ્રિય, હિતકારી હોય તેને ખોળીએ,
શુભ્ર વાણી બોલી, સઉનાં હૃદયો ઘોળીએ,
સત્ફળ અપાવનારી, જીવન સુધારનારી,
સાચી સિદ્ધિ જાણો, અમોલી[1] એ; ન બોલીએ૦

## चिद्‍ज्योतिने दर्शन देवा प्रार्थना.

પદ ૧૦ ( ઓધા, મનમંદિરીયે આવ; એ લય. )

મુજ ચિદ્દજ્યોતિ નયને આવ,—આવ—આવ મારા અંતરમાં,
બાહિર આ સચરાચરમાં, ને આ વિશ્વ સભરમાં; મુજ૦
શાસ્ત્રથી જાણી મોહી, પ્રભાવ તારો કંઇ જોઇ,
તારા દર્શનનો થયો ભાવ; આવ૦
દર્શનઅભિલાષ ધરૂં છું, ક્યારની પોકાર કરૂં છું,
હજી ના શુણે કો મુજ રાવ; આવ૦

---

૧ બહુ મૂલ્યવાળી.

પતંગ બનીને તુજમાં, પડવાની ઇચ્છા મુજમાં,
પતંગને દર્શન દઈ હરખાવ; આવ૦
હું તુંના પટને ભેદી, જીવત્વભાવ છેદી.
દેહમાં દિવ્ય પ્રતીતિ કરાવ; આવ૦
વંદું છું દિવ્ય શક્તિ ! પ્રસન્ન થા જોઇ ભક્તિ,
તારામાં મુજને તું શમાવ: આવ૦

શ્રી ઞ૦ દેષી.

## असद्दाचरण सेवतां पर्यन्त इष्टदर्शन असंभवित छे.

પદ ૧૧ (દાણચાતુરીનો લય.)

વર્તતાં, કહો આમ ને આમ રે, ક્યારે વહાલાને જઇ ભેટશું રે,
હજી સોગટાં કાચાં તમામ રે, ક્યારે એવી બાજીને સમેટશું રે.
વર્ષઉપર વર્ષ તો જાય છે રે, દોષ એકે ન હજી અળપાય છે રે.
એનો આવશે શો પરિણામરે; ક્યારે૦
ક્રોધ આપણામાં જોવા જેવો છે રે, લોભ પણ હજી એવો ને એવો છે રે,
પૂર્વજેવો હજીએ છે કામરે; ક્યારે૦
સ્ત્રિયાદિને જોવાં ગમે આંખથી રે, પરધન પણ પ્રીતિથી ઝાંખતીરે,
એ આંખે કેમ જોવાશે રામરે; ક્યારે૦
સ્વાદીયણ જીભ એવીને એવી છે રે, દેહાસક્તિને પણ હજી સેવી છે રે,
પ્રભુપ્રાપ્ત્યર્થ કેમ થશે કામ રે: ક્યારે૦
પૈનું નુકસાન થાતાં તો કંપીએ રે, વાણીથી લવતાં નવ જંપીએરે,
મળે વૃત્તિનિરોધનું ન નામરે; ક્યારે૦
સારી રીતે કર્તવ્ય તો જ્ઞાત છે રે, ન સધાય એ ભાગ્યની વાત છેરે,
ગયા ગ્રહ આપણા તે શું ગામરે ! ક્યારે૦
કંઇક દુર્બુદ્ધિ–કંઈક પ્રમાદથી રે, આપણે ન સાધન સાધીએ મથી રે,
ઉલ્ટા ગુરુને કરીએ બદનામ રે; ક્યારે૦
હજીએ પણ જો નવ ચેતશું રે, તો શું કાલમાંહિ જવ ચેતશું રે,
ત્યારે જીતશું ભવસંગ્રામરે ? ક્યારે૦
આજ લગી તો થયું તે થયું હવે રે, દૃઢ સાધન સેવશું આ ભવેરે,
કરશે ઉપેન્દ્ર પ્રભુ આપ્તકામ રે; જેથી વહાલાને જઈ ભેટશું રે.

## अभ्यंतर प्रदेशमांथी उठता नैसर्गिक ध्वनिने श्रवण करनार साधकना उद्‌गार.

પદ ૧૨. (મીઠી મીઠી આંબલીયાની ડાળ રે, એ લય.)

ઝીણો ઝીણો કંઈક મધુરો નાદ રે, આજ મારે શ્રવણે પડે.
જેમાં ભાવ ભર્યો કંઈ અગાધ રે, સહજે શુણાય ન કોવડે.
કયાંથી આવે રે, એનું સ્થળ ના જણાય,
કો શુણાવે રે, એહ પણ ના લહાય,
ઉંડે ઉંડે સંભળાય, શુણ્યે શાંતિ શાંતિ થાય; કયાંથી૦
એમાંહિ વૃત્તિ થતાં, સહજ સ્વભાવે લીન,
નાદસ્વરૂપ થઈ રહે, કશું ન ત્યાં પરિચ્છિન્ન; કયાંથી૦
જગ કે જગના સર્વનો, ત્યાં ન કશોએ ભાસ,
નાદરૂપે પ્રસરી રહે, ચિન્મય માત્ર વિલાસ; કયાંથી૦
નાદે નિમગ્નતા થતાં, જેહ અવાચ્ય—અરૂપ,
અનુભવ કરનારો થઈ, રહે અનુભવરૂપ; કયાંથી૦

---

## भूतभाविनां दुःख अने चिंता सेववां अनर्थकारक छे.

પદ ૧૩ (કોણે દીઠી છે કાલની, એ લય.)

કાલની શમાવોને કાલમાં, અરે ભાઇ, કાલની શમાવોને કાલમાં,
એને શીદને સંભારો છો હાલમાં; અરે ભાઇ૦
ગઇ કાલ ને આવતી કાલની, ચિંતા દુઃખને આપે જી,
આજતણું સુખ પણ લઇ લઇને, અપ્રાપ્ત દુઃખમાં સ્થાપે,
છતે ઘીએ ખુટાડે ઘી ઘાલમાં; અરે૦
ચિંતન કાલતણું કરવામાં, પ્રાપ્ત આજ પણ જાતી જી,
મરવા પાછળ રડવા જેવી, એ તો રીત ગણાતી,
ખાવાનું ઘી બાળો કાં મશાલમાં; અરે૦
ભૂત વિષયના ચિંતનનું ઝટ અનુસંધાન વિલાવો જી,
એ દ્વારા ફરી ફરી જામતા, સંસ્કારને શમાવો,
જેથી ના પડાય પુનઃ જન્મજવાળામાં; અરે૦
ભાવિતણા વિષયના છોડો, નવીન નવીન સંકલ્પો જી,
જે અજ્ઞાત રહ્યું છે તેને, ગમે તેમ ના કલ્પો,
તમે મુક્તત્વ લડશો તો ભાલમાં;[1] અરે૦

---

૧ નસીબમાં.

## શ્રીઇષ્ટકૃતગ્રંથોનિમિત્ત ઉપકાર કથન.

પદ ૧૪. (સદ્‌ગુરુકેરૂં બાલ, એ લય.)

વર્ણીએ શું ઉપકાર, અહો ગુરુ! આપતણો તે, વર્ણીએ શું ઉપકાર.
સાધકજનના ઉદ્ધરણાર્થે, કરી લીલાતનુનો સ્વીકાર,
થઇને સાકાર, જ્ઞાનભંડાર, દીધો આપે ખરી અણીએ; વર્ણીએ૦
ભામિનીભૂષણ રચીને આપે, અર્પ્યા દૈવી અલંકાર,
ધરતાં એ શૃંગાર, સફલ અવતાર, થાય, કૃપા આપતણી એ; વર્ણીએ૦
સિદ્ધાન્તસિન્ધુથી શાસ્ત્રનો અનુપમ, સમજાવ્યો સ્વલ્પમાં સાર,
સુધર્માચાર, વિવેકવિચાર, અમે એમાંથી ભણીએ; વર્ણીએ૦
સુરેશચરિત્રથી ગૃહસ્થાશ્રમમાં, રહેવું કેમ નિર્વિકાર,
જેનાથી ઉદ્ધાર, સહજમાં થનાર, તેની કળી દર્શાવી ચણીએ; વર્ણીએ૦
દિવ્ય યોગ વર્ણ્યો પંચરત્ને, વળી સદ્‌ગુરુઆધાર,-
ગ્રહણ કરનાર-ને મળનાર, જે સત્ફલ તે લણીએ; વર્ણીએ૦
ત્રિભુવનવિજયીખડ્ગમાં કીધો, શુદ્ધ પ્રયત્ન ટંકાર,
ગુણી નરનાર, ઉત્સાહ અપાર, ધારી થાય અજય્ય ધરણીએ; વર્ણીએ૦
સદ્બોધપારિજાતકપરિમલ હરે. આંતર અસદાચાર,
કામનાવિકાર કરી, તિરસ્કાર, સન્મિત્રનાપત્રથી હણીએ; વર્ણીએ૦
સુખાર્થસદુપદેશથી જણાવ્યો, કોનો કેવો અધિકાર,
પછી પ્રાણાધાર, સ્વરૂપાકાર, થયા, પણ રહ્યા સ્મરણીએ; વર્ણીએ૦
આપતણા ઉપકારના બદલામાં દેવા નથી ઉપહાર,
કરી નમસ્કાર, વિરમીયે આ વાર, ગુણો આપના નિત્ય ગણીએ; વર્ણીએ૦

શ્રી જ૦ દેવી.

---

## આદર્શરૂપ જીવન ગાળવા અર્થે ઉપદેશ.

પદ ૧૫ (મને જો સદા સ્વરૂપે રમે, એ ઢ્રુ.)

એવા મનુષ્ય બનો તમે, આદર્શરૂપ જે જગતને.
જેનાથી કંઈ જન સુધરે, જેનાથી કંઇ જન ઉદ્ધરે,
જેને જગતજન અનુસરે, તો કરે ધન્ય જીવિતને; એવા૦
જે સાર સહુમાંથી લીયે, સત્યાર્થ કોઇથી ના બ્હીએ,
જે પરહિતાર્થ તરત દીયે, તન મન અને નિજ વિત્તને; એવા૦

પરદોષને જે ના જુએ, નિજ દુઃખથી જે ના રુએ,
સુખમાં સુવાડીને સુએ, જે દે સુધારી ચિત્તને; એવા૦
જે આંસું બીજાનાં લ્હુએ, ના ધૈર્ય વિપદે પણ ખુએ,
જે અન્યના હિતમાં જુએ, થાતું સદા નિજ હિતને, એવા૦
ઉપદેશ દે તે આચરે, આચરે, તે સિદ્ધ જ કરે,
અન્યાર્થ સિદ્ધિ વાપરે,[1] સઉપ્રતિ પ્રસારી પ્રીતને; એવા૦
શ્રેયસ્ સ્વપરનું સાધતાં, સઉને દીયો કૃતકૃત્યતા,
સઉને સદાય શુણાવતાં, આત્માતણા સંગીતને; એવા૦

## હલ્લેસું.

### પદ ૧૬. લાવણી.

જીવનનાવ જો! ઝોલું ખાતું, માર માર એક હલ્લેસું,
ક્ષણમાં ટકશે એ ડુબી જાતું, ઝટ ઝટ લગાવ હલ્લેસું.
અટકી પડવા જેવું થાતાં, માર માર એક હલ્લેસું,
વિપરીત માર્ગે કદી એ જાતાં, લગાવ સીધું હલ્લેસું.
હસતાં રમતાં માર્ગ કાપતાં, લગાવ ધીમું હલ્લેસું,
ડગમગતું જોઇ જરી ન કાંપતાં, માર જોરથી હલ્લેસું.
બધાંય નાવો એમ જ ડોલે, માર નાવને હલ્લેસું,
એમ જ સઉનાં ચઢતાં ઝોલે, ડર્યા વિના દે હલ્લેસું.
ચઢયો ઝાઝપર હવે શું કંપે, લગાવને એક હલ્લેસું,
નિર્ભય રહેશે, જો તું ન જંપે, લગાવતાં એક હલ્લેસું.
ઝાઝે ચઢયા તે દેશે જાશે, નાવને મારતાં હલ્લેસું,
સ્વદેશમાં જઇ સુખીયા થાશે, માર્યે સાચું હલ્લેસું.
સત્યપ્રદેશે જઇશ મારતાં, સંભાળીને હલ્લેસું,
તરીને બીજાને તું તારતાં, નાવને દે એક હલ્લેસું.
કશાથીએ હિંમત ન હારજે, તને તારશે હલ્લેસું,
સત્પ્રયત્નરૂપ પ્રબલ મારજે, હલ્લેસાપર હલ્લેસું.

---

૧ જેવો ઉપદેશ કરે તેવો પોતે આચાર કરે, અને જે આચારમાં મુકે તેને સિદ્ધ જ કરે, અને એ રીતે જે સિદ્ધિ પામે તેનો બીજાને માટે ઉપયોગ કરે.

## ચિંતનીય વિચાર.

પદ ૧૭. (કહું મન કેટલું, એ લય.)

કહોને બંધુઓ, ગયા આપણા ક્યાં સદ્વિચાર,
પૂર્વે પ્રસંગ જે ન ડગવતો,—
આપણને આજ તે નચવે અપાર; કહોને૦
પૂર્વની આપણા હાથની માળા,
કહો ક્યાં સરી ગઈ તે આ વાર; કહોને૦
આપણામાંથી એવું ગયું શું,
જે લઇ ગયું સાથે સાધનઆચાર; કહોને૦
આપણી ભક્તિમાંનો ઉમળકો,
કહોને કોણ જ હરી જનાર; કહોને૦
એકબીજાના દોષ જણવતો,
કહો થયો નેત્રમાં શાથી વિકાર; કહોને૦
સ્નેહદોર કાં શિથિલ થયો જે,
એકબીજાને આકર્ષનાર; કહોને૦
એના એ આપણ પણ આજે,
આપણાં હૃદય ન એકાકાર; કહોને૦
કર્તવ્યાગ્રહ ચાલી ગયો ક્યાં,
ખંડિત થઇ ભક્તિખડ્ગની ધાર? કહોને૦
લાગતું નથી શું આમ થવાથી,
આપણે પ્રભુથી દૂર થનાર? કહોને૦
સમજીને સાવધ થઇશું તો,
પ્રભુ વર્ષાવશે અનુગ્રહધાર; કહોને૦
હજી પણ ચેતાશે નહિ તો પછી,
આપણા પ્રારબ્ધના સંસ્કાર; કહોને૦

---

## તત્ત્વાનુભવ કેવા રીતે થાય છે?

પદ ૧૮. (સાર આ સંસારમાં ન જોયો, એ લય.)

કેમ કરી તત્ત્વમાં જવાતું, કો તત્ત્વજ્ઞાનિ!
કહો મને, કેમ કરી તત્ત્વમાં જવાતું?
સ્થૂલ, સૂક્ષ્મ, કારણ ભેદીને નિત્ય મહાકારણે શી રીતે રહેવાતું? કો૦

વૈખરી, મધ્યમા, પશ્યંતી ત્યાગીને, ક્યાંથી પરામાં બોલાતું ? કો૦
ભેદી પુર્યષ્ટક, બ્રહ્માંડ પિંડમાં, કેવાં નેત્રોથી દેખાતું ? કો૦
ઉત્થાન કુંડલિનીનું કરી શી રીતે, મુર્દ્ધાના માર્ગમાં ચઢાતું ? કો૦
સૌષુમ્ણ માર્ગથી પરમ આકાશમાં, કહોને શી રીતે ઉડાતું ? કો૦
કેવી રીતે પંચ કોશપાર જઇને, કોશાતીતે પ્રવેશાતું ? કો૦
કેવા તત્ત્વાભ્યાસે સર્વાંશ તત્ત્વમાં, દશ્ય આ અમૂલ શમાવાતું ? કો૦
નરહરિઉપદિષ્ટ સાધન સાધતાં, સન્મય–ચિન્મય થવાતું ? કો૦

**શ્રી જ૦ દેવી.**

---

## પ્રયત્નશીલ વૃત્તિની ઇષ્ટદર્શનાર્થ આતુર સ્તુતિ.

પદ ૧૯. ( જાઓજી રાજ તમથી હારી, એ લય. )

ખોલોને દ્વાર અંતર્વાસિ !
હું દર્શનપ્યાસી; ખોલોને૦
હાવે નથી હું દશ્યવિલાસી, હું તત્ત્વાભાસી; ખોલોને૦
વિષયો સેવીને હાવે પ્રકટી ઉદાસી,
જાણ્યું મિથ્યામાં સાચા સુખની આશા શી ?
ગણી ઉરમાં તમને સ્વતંત્ર સુખના રાશિ,
હું રહી ઉપાસી, ખોલોને૦

મનના સંકલ્પ છોડયા આશાદુઃખે ત્રાસી,
દેહપ્રીતિ પણ મૂકી, તેને ગણી વિનાશી,
થઇ છું હાવે આતુર ઉર હે અવિનાશિ !
દર્શનઅભિલાષી; ખોલોને૦
મંત્રને રટતાં ઉભી દ્વારે મુખ વિકાસી,
ખોલોને દ્વાર રાખ્યાં અદ્યાપિ જે વાસો,
હું સદૈવ હાવે આપતણી છું દાસી,
ઝટ રહો પ્રકાશી, ખોલોને૦

**શ્રી જ૦ દેવી.**

---

## परमात्मासाथे अभेदचिंतन.

પદ ૨૦. ગઝલ.

પહેચાનતા-પહેચાનતા મેં, તુંહિ મેરા હય ખુદા,
જાનતા મેં-જાનતા મેં, તું ન મેં કભી હય જુદા.
મેં ખેલતા તુઝ ગોદમેં, મુઝ જીગરમેં તું ખેલતા,
મેં ફેલતા તુઝ રૂપમેં, મુઝ રૂપમેં તું ફેલતા.
મેં તેરા કદમોંપેં ખડા, તું મેરા સરપર હય ખડા,
તુઝમેં જડા હું મેં સદા, મુઝમેં તુંહિ-તુંહિ જડા.
તેરા શરન મેંને લીયા, મેરા શરણ્ય[1] તું હો રહા,
તુઝમેં લહા સો મુઝમેં, મુઝમેં સોહી તુઝમેં લહા.
માલિક! મેં યે સ્થૂલમેં ભી દેખતા હું કયા અહા!
તું મેરી ચશ્મોમેં રહા, મેં તેરી ચશ્મોમેં રહા.
કહેના રહા અબ કુછ નહિ, ના ભેદ હેં અબ કાહુકા,[2]
હો ચુકા, દિલદાર! હોના થા સોહી અબ હો ચુકા.

---

## मतिनी परमपदमां स्थिति.

પદ. ૨૧. (પુરુષાર્થમાં આજે સહાય થજો; એ લય.)

પરમ પદે આ વિરામે મતિ,
શમી ત્યાં જતી, જ્યાં છે સર્વનો ઇતિ;—વિરામે મતિ.
સંકલ્પોનો ઉદય ન થાતો, નિજ કારણુસહ અળપાઇ જાતો,
પ્રતીત થતો આ સકલ સંસૃતિ;—
દ્રષ્ટા, દશ્યનું દર્શન છાંડી, સમેટીને બાજી જે માંડી,
શમતો, ન જ્યાંથી છે પુનરાવૃત્તિ;—
જે ગુરુવરના બલથી સ્થિતિ આ, પામી શકી તેના પ્રતિ મતિ આ,
અંતિમ જય જય ઉચ્ચારતી;—
કર્મકોષ નિઃશેષ વિખેરી, અનુભવની કંથા ખંખેરી,
મતિ, મતિપણું ત્યજી ચાલી જતી;—

---

૧ શરણાગતનું રક્ષણ કરવા સમર્થ. ૨ કસાનો.